હજરતે ( સલ ) ફરમાવ્યું છે.

"જે ખુદા જેને વિષે ભલાઇ ધારે છે તેને દીનમાં સમજ આપે છે"

# બેહેશ્તી ઝેવર

અથવા

# સ્વર્ગનું ઘરેણું.

## ભાગ ૬ ઠો.

મુળ ઉર્દુથી ભાષાંતર કરાવી

### ડી. એન્ડ એસ. હાફેજીની કું.

અને છપાવી પ્રસિદ્ધ કર્ત્તા અબદુર રહેમાન ખાન મરહુમ
મોલાના ગુલામ મોહમદ હાજી હાફેજ સાહેબ.
મેનેજર કુતુબખાના સાહેદીયહ મુ૦ રાંદેર જીલ્લે સુરત.

[illegible] સન ૧૩૩૯ હિજરી.

બીજી આવૃત્તિ પ્રત ૨૦૦૦



સુરત લીમડાચોકમાં આવેલા "સુદર્શન" પ્રીન્ટીંગ પ્રેસમાં
વીઠ્ઠલદાસ ફીકાભાઇએ છાપ્યો

કીંમત રૂ. ૦-૧૨-૦




## ખોદાના નામથી જે મોટો મેહેરબાન રહમકર્તા.

### ખરાબ રસમો અને રિવાજોનું બયાન.

તે રસમોનું બયાન કે જે રસમોને પાળનારા પણ તેઓને ગુનાના કામો સમજે છે, પણ તેઓને નજીવા ગુનાહો ગણે છે.

એમાં ઘણી રશમોનું બયાન છે. શાદી નિકહ વિગેરેમાં નાચ વાજાં ગાજાંનું હોવું, આતશબાજી ફોડવી, બચ્ચાંઓની બાબરી રખાવવી, તસવીરો (ઘરમાં) રાખવી, કૂત્રો પાળવો. અમે હરેક રસમને જુદી જુદી બયાન કરશું.

### નાચનું બયાન.

શાદીયોમાં નાચ બે તરેહપર થાય છે. એક તો રંડોનો નાચ જે મરદોમાં થાય છે. બીજો તે નાચ જે ખાસ ઓરતોની મેહ-

ફિલમાં કરાવવામાં આવે છે. એટલે તેમાં કોઇ ડૂમણી નાચે છે. અને કમર(ઢગડો) હલાવીને લટકો મટકો કરે છે. એ બંને તરેહના નાચ હરામ અને નાજાયઝ છે. રાંડના નાચમાં જે જે કંઈ ગુનાહો અને ખરાબીયો છે તે સૌ કોઇ જાણે છે. નામહરમ ઓરતને સૌ મરદો જુએ છે, એ આંખનું ઝિના છે. તેણીના બોલવાનો અને ગાવાનો અવાજ સાંભળે છે એ કાનનું ઝિના છે. તેણીની સાથે વાતો કરે છે એ જીભનું ઝિના છે. તેણીના તરફ મન લાગે છે એ દિલનું ઝિના છે. જે લોકો કે વધારે બેહયા હોય છે તેઓ તેણીને હાથ પણ લગાડે છે. એ હાથનું ઝિના છે. તેણીના તરફ ચાલીને જવું એ પગનું ઝિના છે. અને કેટલાક લોકો તો તેણીની સાથે બુરૂં કામ પણ કરે છે એ ખરેખરૂં ઝિના છે.

હદીસ શરીફમાં એ બયાન ખુલ્લે ખુલ્લું આવેલું છે કે જેવી રીતે બુરૂં કામ કરવું ઝિના છે તેવીજ રીતે આંખથી જોવું, કાનથી સાંભળવું, પગે ચાલવું વિગેરે એ સૌ કામોથી ઝિના કરવાનો ગુનો થાય છે વળી (એ ઉપ્રાંત) ગુનાને જાહેર રીતે કરવું એ શરીઅતમાં વધારે બુરૂં કામ છે. હદીસ શરીફમાં આવેલું છે કે જયારે કોઇ કોમમાં બેશરમીના કામો અને બુરા કામો એટલે દરજ્જે ફેલાઇ જાય કે લોકો તેઓને જાહેર રીતે કરવા લાગે તો તે કોમમાં જરૂર પ્લેગ (ગાંઠીયો તાવ) અને એવી એવી બીમારીઓ ફેલાઈ જાય છે કે જે બીમારીઓ તેઓના બાપ દાદાઓમાં કદી થઈ નહીં હોય.

હવે સમજી લીયો કે જયારે એ નાચ એવી નઠારી ચીજ છે તો ઘણા લોકો શાદીને ટાંકણે એનો બંદોબસ્ત કરે છે, અથવા (નાચ લાવવાને વાસ્તે) સામાવાળાઓ ઉપર આગ્રહ કરે છે ત્યારે એ લોક કેવા ગુનેગાર થાય છે એટલુંજ નહીં પણ આવી મિજલસ કરાવનારો જેટલા લોકોને આ ગુનાના કામમાં બોલાવે છે ત્યારે જેટલા માણસોને જુદો જુદો ગુનો થાય છે તેટલો એકઠો ગુનો એ એકલાને થાય છે. દાખલા તરીકે ધારો કે તે મિજલસમાં સો માણસો આવ્યા ત્યારે જેટલો ગુનો દરેક માણસને થશે તેટલો (સો એકઠો) ગુનો એ (મિજલસ બોલાવનાર) એકલા માણસને થયો. એટલે તેને પૂરા સો માણસોનો ગુનો થયો. એટલુંજ નહીં પણ તેને જોઈ હવે પછી જે કોઈ એવી મિજલસ કરશે તેનો ગુનો પણ એને થશે. એટલુંજ નહીં પણ તેના મરવા પછી જ્યાં સુધી આ તેનું શરૂ કીધેલું કામ જારી રહેશે, ત્યાં સુધી બરાબર તેના અઅમાલનામામાં ગુનો વધારે લખાતોજ રહેશે.

વળી એ (શાદીની) મિજલસમાં વાજું ગાજું પણ બે ફિકરાઈથી વગાડવામાં આવે છે. જેવી રીતે કે (બેંડ), સારંગી, તબલો, (તાસાં, ઢોલક) વિગેરે એ પણ એક ગુનો થયો. જનાબ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે "મને મારા પરવરદેગારે એ વાજાં ગાજાં મટાડવાનો હુકમ કીધો છે." *(ઇબ્ને હજર મક્કી (રહ)એ એ હદીસ ઇબ્ને અબીદ્દુન્યા (રહ) થી પોતાની વાજાં ગાજાં રાગરાગણીઓ સાંભળવાના રદની મશહુર કિતાબ કફ્ફુર

* પણ અફસોસ કે તેવણનીજ આલ એટલે આજકાલના ઢોંગી પીરઝાદા અને મુરશિદો કહે છે કે અમને એ વાજાં ગાજાં સાંભળવાની અને સંભળાવવાની બશારત થઇ છે. તો હદીસપરથી સાબેત થાય છે કે શેતાન મલઉને એ લોકોના સ્વપ્નામ આવી આ હરામ કામને ઉત્તેજન આપવાની બશારત દીધી હશે. અ. અ. કાદરી (ભાષાન્તર કર્તા).

રેશ્માઅમાં રિવાયત કીધી છે). વિચારવા લાયક વાત છે કે જે કામને મટાડવા વાસ્તે અને જહાનના સરદાર [સલ] તશરીફ લાવે તેજ કામને ઉત્તેજન (તરક્કી) આપનાર (ફેલાવનાર)ને કેટલો ગુનો થતો હશે?

અને ઓરતોને વાસ્તે દુન્યાનું નુકસાન એમાં એ થાય છે કે કેટલીએક વખતે તેઓના ધણી અથવા દુલ્હાનું મન પેલી રાંડપર આવી જાય છે. અને પોતાની ઓરતથી દિલ ફરી જાય છે. અને તે બિચારી આખી ઉમર પછી રડતીજ રહે છે. અને (એટલું સો થાય છે છતાં) અફસોસ છે કે તેણીઓ નાચ કરાવવાને નામ થવાનું અને આબરૂ વધવાનું કારણ ગણે છે અને નાચ નહીં હોવાને નામોશી અને શાદીની લહેજત બગડવાનું શબબ સમજે છે. અને ગુનાપર મોટાઈ મારવી અને ગુનો નહીં કરવાને બેઆબરૂપણું સમજવાથી માણસ બેઈમાન થઈ જાય છે, ત્યારે જુઓ કે એ કેટલો મોટો ગુનો થયો.

કેટલાક લોકો કહે છે કે છોકરીવાળા માનતા નથી (નાચ માંગે છે.) અને બહુજ નાચાર કરે છે. ત્યારે તેઓને પૂછવું જોઈએ કે છોકરીવાળા જો એમ કહે કે પિશવાઝ (નાચ વખતે રામજણી પેહરે છે તે લુગડું) પેહરીને તમે પોતે નાચશો અથવા ગુસ્સો ઉભરાઈ જવાથી મરવા મારવાને તૈયાર થઈ જશો, અને છોકરી નહીં મળવાની જરાએ પરવા રાખશો નહીં. ત્યારે દરેક મુસલમાનપર ફરજ છે કે શરીઅતે જે ચીજને હરામ કીધી હોય તેનાથી તેને તેટલીજ સૂગ હોવી જોઈએ કે જેટલી પોતાને નાપસંદ કામોથી તેને હોય. ત્યારે જેવી રીતે કે એમાં શાદી થવાની અથવા નહીં થવાની તેને કાંઈ પણ પરવા હોતી નથી. તેવીજ રીતે શરીઅતથી ઉલટા કામોમાં પણ તેઓને ચોખ્ખો ના કહી દેવી જોઈએ, કે ગમે તો શાદી કરો અથવા નહી કરો અમે કદીપણ નાચ થવા દેશું નહીં. એવીજ રીતે તેમાં શામેલ પણ થવું જોઈએ નહીં, અને જોવું જોઇએ પણ નહીં.

હવે તે નાચ વિશે સાંભળો કે જે ઓરતોમાં કરવામાં આવે છે તેને પણ ઉપલા નાચ સરખોજ ગણવો જોઇએ પછી ગમે તો તેમાં ઢોલક વિગેરે હોય અથવા નહીં હોય. દરેક રીતે નાજાયઝ છે. (દીની) કિતાબમાં વાંદરાઓનાં નાચ વિગેરે ખેલોને પણ નાજાયઝ લખેલા છે, ત્યારે માણસનું નાચ કેમ નહીં નાજાયઝ થશે? વળી તેમાં એ પણ થાય છે કે કોઇ વખતે ઘરના મરદોની પણ તે નજરે પડે છે. અને તેમાં તેજ બુરાઈયો હોય છે કે જેઓનું હમણા ઉપર બયાન થઇ ગયું કોઇ વખતે એ નાચનારી ગાય છે. અને તેથી કરીને ઘરની બહાર મરદો તેણીના અવાજને સાંભળે છે. જ્યારે મરદોને ઓરતોનું ગાવું સાંભળવું હરામ છે ત્યારે જે ઓરત એ ગુનાહનું કારણ થાય તે પણ ગુનેગાર થશેજ.

કેટલીક ઓરતો તે નાચનારીને માથે ટોપી પેહરાવે છે, અને એવી રીતે મરદોનો વેશ લેવો ઓરતોને હરામ છે. ત્યારે એ ગુનાહને કાઢનારી પણ ગુનેગાર થશે. અને જો તેની સાથે વાજું પણ હોય તો વાજાગાજાની બુરાઈ અમે લખી ચુકયા છીએ (તે વાંચો) એવીજ રીતે ગાવું કે જેમાં ઘણી ખરી ગાનારી જુવાન, સારા અવાજ વાળી, ઈશ્ક મોહબ્બતની ગજલો યાદ રા-

બનારી (ગાવા વાસ્તે) મુકરર કરવામાં આવે છે, અને તેણીનો અવાજ ઘણું કરીને પારકા મરદોને કાને પોંહચે છે અને એ ગુનાહનું કારણ ઘરવાળી ઓરતોજ હોય છે. અને કેટલીક વખતે એવી તરેહના (ઈશ્ક બાઝીના) ગાવાથી કેટલીક ઓરતોના દિલો પણ ખરાબ થઇ જાય છે. વળી આખી આખી રાત એજ ગાવામાં તેણીઓ મચેલી રહે છે તેથી કરીને ઘણી ઓરતોની સવારની નમાઝ પણ જતી રહે છે. તેથી કરીને એ પણ મના-છે. મતલબ એ કે દરેક તરેહનો નાચ અને રાગ વાજું (કવ્વાલી) જેનો આજ કાલ રિવાજ થઈ ગયો છે એ સૌ (કબીરા) ગુનાહો (નાં કામો) છે.

## કૂત્રો પાળવો અને (ઘરમાં) તસવીરો રાખવાનું બયાન.

હઝરત રસૂલે ખોદા (સલ) એ ફરમાવ્યું છે કે "જે ઘરમાં કૂત્રું કે તસવીરો હોય છે તેમાં (રહેમતના) ફિરશ્તા દાખલ થતા નથી." અને આપે [સલ] ફરમાવ્યું છે કે "સૌ કરતાં વધારે અઝાબ અલ્લાહ પાકને ત્યાં તસવીરો [છબીઓ] પાડનાર પર થશે." અને આપે [સલ] ફરમાવ્યું છે કે [૧]" ઢોરોની સંભાળ [૨] ખેતરની રખેવાળી અને [૩] શિકાર મારવા એ ત્રણ ગરજો શિવાય કોઈ પણ બીજા કારણે કોઈ કુત્રું પાળશે તો તેના સવાબમાંથી દરરોજ એક કીરાત (સવાબ) ઓછો થતો રેહશે.

અને બીજી હદીસમાં છે કે અલ્લાહ પાકની જનાબમાં કીરાત ઓહદના પહાડની બરાબર છે. એ હદીસો ઉપરથી તસવીર બનાવવી, તસવીર રાખવી, કૂત્રું પાળવું, એ સૌ હરામ છે એમ સાબેત થાયછે. અને તેથી કરીને એ કામોથી બહુજ બચવું જોઇએ. અને એનાજ ઉપરથી જણાઈ આવ્યું કે કેટલીક છોકરીઓ અને કેટલીક ઓરતો કે જેણીઓ ગુડીઓ [રમકડાં ઢીંગલીઓ] બનાવે છે. અથવા એવીજ ઢીંગલીયો બજારથી મંગાવે છે, અથવા બીજા રમકડાં પછી તે મટોડીનાં, મીઠાઇનાં [કે લાકડનાં કે લોઢું કે ચીની કે પતરાનાં] બનાવેલાં હોય (તેવાં બનાવવાં અથવા મંગાવી દેવાં) એ સૌ નજાયઝ છે.

પોતાનાં બચ્ચાંઓને એવી ચીજોથી ખાસ રોકાણ કરવી જોઇએ. અને એવાં રમકડાંઓને તોડી નાખવાં જોઇએ. અને એવી ગુડીયો (ઢીંગલીઓ) ને બાળી નાંખી દેવી જોઇએ. અને એવીજ રીતે કેટલાંક બચ્ચાં કૂત્રાનાં બચ્ચાં(કુરકુર્યાં) પાળે છે તેઓના માબાપને જોઇએ કે તેઓને મના કરે અને નહી માને તો સજા કરે.

## આતશબાઝીનું બયાન.

શબે બરાત કે શાદીમાં અનાર ફટાખા અથવા બીજી આતશબાઝી (ની બીજી ચીજો) ફોડવામાં કેટલાક ગુના છેઃ—

(૧) પૈસા ફોકટમાં બરબાદ થાય છે. કુરઆને શરીફમાં માલને ફોકટ ઉડાવનારાઓને શેતાનના ભાઈયો (અલ્લાહ પાકે) ફરમાવ્યા છે. અને એક બીજી આયતમાં છે કે રૂપીઆ ફોકટ ઉડાવનારને ખોદા પાક દોસ્ત રાખતો નથી (દુશમન ગણે છે], એટલે તેઓથી નારાજ છે. (૨) તેનાથી હાથ પગ બળી જવાની બીક હોય છે. અથવા ઘર સળગી ઉઠવાનો ભય હોય છે. અને શરીઅતમાં પોતાના જાન અને માલને એવા જોખમમાં નાંખવું મના છે.

(૩) ઘણું કરીને લખેલા (કે છપાયલા) કાગળ આતશબાઝીમાં વાપરવામાં આવે છે.

અને હરફોનો તો અદબ કરવો જોઇએ. એવા કામોમાં તેઓને વાપરવા જાયઝ નથી. કેમકે કેટલાક કાગળોપર તો કુરઆન શરીફની આયતો અથવા હદીસો અથવા નબીયો(અલ) ના નામો લખેલા હોય છે. વારૂં બતલાવો તો ખરા કે તેઓની બેઅદબી કરવી કેટલા મોટા અઝાબનું કારણ છે! તમે પોતાના બચ્ચાઓને એ કામો વાસ્તે પૈસા કદી પણ દેશો નહીં.

## દામ, પાના, શેતરંજ, કનકવા વિગેરેનું બયાન.

હદીસોમાં શેતરંજ રમવાની ઘણી મનાઈ બયાન થયલી છે. પાના, દામ વિગેરે પણ શેતરંજ જેવી રમત છે; અને તેથી એ સૌ મના અને નાજાયઝ છે. અને વળી એ (રમત)માં મન એવું લાગે છે કે તેના રમનારથી બીજું કોઇ કામ થઈ શકતુ નથી. અને એવા માણસના દીન અને દુન્યાના ઘણા કામોમાં ઘણી નુકસાની પોંહચે છે. ત્યારે જે કામ એવું હોય [કિ તેનાથી દુન્યા અને દીનના કામોમાં નુકસાની પોંહચે] તે બુરૂં કેમ નહીં હશે. એજ હાલ કનકવાનો પણ જાણજો. કેમકે તેમાં પણ એજ ખરાબીયો છે. એટલુંજ નહીં પણ ઘણા છોકરાઓ છાપરાપરથી પડીને એજ કનકવાને લીધે મરી ગયા છે. મતલબ એ કે તમને બહુજ હોંશીયાર રહેવું જોઈએ. અને પોતાના બચ્ચાંઓને નહીં એવી રમતો કદી રમવા દીઓ અને નહીં તેઓને (એવી) રમતો વાસ્તે પૈસા દીઓ.

## બચ્ચાંઓને બાબરી રખાવવાનુ બયાન.

હદીસે શરીફમાં આવ્યું છે કે હઝરત નબી (સલ) એ કઝઅથી મના ફરમાવી છે. અને કઝઅ (એલકઝ) ના અર્થ અર્બી ઝબાનમાં એ છે કે માથાના બાળ કોઇ ઠેકાણેથી બોડાવવા, અને કોઈ ઠેકાણેથી રેહવા દેવા. *

## બાબ બીજો.

## તે રસમોનું બયાન કે જેઓને લોકો જાયઝ સમજે છે.

દુન્યામાં પેદા થયા પછીથી માણસ મરી જાય ત્યાં સુધી જેટલી રસમો લોકો પાળે છે, તેમાંથી ઘણી ખરી તો શું પણ લગભગ તમામ રસમો એવીજ તરેહની છે કે જે રસમોમાં મોટા મોટા સમજૂ અને અક્કલ (ઈલિમ) વાલા લોકો ફસેલા છે. અને તેજ રસમોને માટે લોકોનો એવો વિચાર છે કે "એમાં કઇ ગુનાની વાત છે? મરદ ઓરતો એકઠાં થાય છે, કંઇ ખાણું વિગેરે ખવાડ વામાં આવે છે, કંઇ લેવાય દેવાય છે, (એમાં તો) કંઈ નાચ નથી, રાગ રંગ નથી, વાજું ગાજું નથી, ત્યારે એમાં શરીઅતથી ઉલટી કઇ વાત થાય છે કે જેનાથી લોકોને મનાઈ કરવામા આવે?"

આવી તરેહથી ખોટો વિચાર થઇ જવાનું ફક્ત કારણ એજ છે કે લોકોમાં તે કામો સારી પેઠે ફેલાઈ ગયાં તેથી કરીને અક્કલ (રિવાજના ઢાંકણ હેઠળ) ઢંકાઈ ગઇ. અને તેથી કરીને એ રસમોમાં ખરાબીયો અને ઉંડી બુરાઇયો છે ત્યાં સુધી અક્કલ પોંહચી શકી નહીં. જેવી રીતે કે કોઈના

* એ ગુનાની તો એક રસમજ જાણે પડી ગઇ છે. પણ તેમાં વળી એક નવો ઉમેરો પીરોના માનતાની ચોટીનો થયો છે. મુસલમાનો ઘણીજ શર્મની વાત છે કે મુસલમાન થઇને તમારા બચ્ચાંઓને હિંદુ બનાવવાનો શોખ તમને કેમ થાય છે! જરા વિચારી જુઓ કે જે પીરના નામની તમે ચોટલી રાખો છો તેવણ પોતાની કેટલી લઅનત તમારા આ કુફરના કામથી તમારાપર પડતી હશે! (ભાષાંતર કર્તા અ. અ. કાદરી).

દાન બચ્ચું મિઠાઈની લેહજત અને રંગ જોઇને તેને ઘણીજં સારી ચીજ સમજે છે. પણ તેને (વધારે) ખાવાથી તેમાં કયા કયા નુકશાનો સમાયલા છે તઓને તે જાણતો નથી. તે નુકસાનોને તો માબાપજ જાણેછે, અને તેથીજ તેને તે મીઠાઇયોથી તેઓ રોકે છે, અને તે બચ્ચું તેઓને પોતાનાં દુશમન ગણે છે.

પણ એ રસમોમાં જે બુરાઇયો છે તે એટલી બધી છુપી અને બારીક પણ નથી, બદલે દરેક માણુસ એ રસમોને લીધે ઘણોજ હેરાન અને આફતમાં ફસેલો છે, અને દરેક માણુસ વિચારે છે કે "જો એ રસમો નહીં હોત તો ઘણુંજ સારૂં થાત." પણ ફક્ત રિવાજ થઈ જવાને લીધે સૌ ઘણીજ ખુશીથી તે રસમો પાળે છે. અને કોઈ પણ એવી હિમ્મત ધરાવતો નથી કે તે સૌને એકદમ છોડી દીએ. પણ ખૂબી તો એ છે કે જો કોઇ તેઓને સમજાવે (કે એ રસમો ઘણી ભુંડી છે એને છોડી દેશો) તો તેઓ ના ખુશ થાય છે.

મતલબ એકે અમે દરેક રસમની ખરાબીઓ તમને સૂચવી દઇએ છીએ કે જેથી એ ધતીંગોનું ગુનો હોવું તમે સમજી લાઓ, અને હિંદુસ્તાનની એ બલા દૂર થઇને નાબુદ થઈ જાય. દરેક મુસલમાન મરદ ઓરતને જોઇએ કે એ રસમો મટાડવાને ચુસ્ત થઈ જાય. અને તનમનથી કોશિશ કરે કે જેથી એક રસમ પણ બાકી રહી શકે નહીં. જેવી રીતે (ખયરૂલ કુરૂન) જનાબ નબી (સલ)ના પાક વખતમાં દરેક કામ તદન કોઈ પણ રસમ રિવાજ વગર થતું હતું તેવીજ રીતે હમણા પણ થવું જારી થાય, જે મરદો અને જે ઓરતો એવી કોશેશ કરશે તેઓને ઘણોજ મોટો સવાબ થશે. હદીસ સરીફમાં આવેલું છે કે સુંનત તરીકો મટી જાય તે પછી તેને જે કોઈ જારી કરશે તેને સો શહીદોનો સવાબ મળશે.[એ હદીસને બયહકી [રહ] એ રિવાયત કીધી છે.] તમામ રસમો મુસલમાનોનીજ છે તેથી તમે જો જરા પણ કોશિશ કરશો તો ઘણો જલદી [લોકો પર તેનો] અસર થશે. ઈનશા અલ્લાહો તઆલા. [કોશેશ કરવાથી મતલબ પેહલાં પોતે છોડી પછી બીજાને છોડવા વાસ્તે કેહવાની છે હમેશ યાદ રાખવું કેમકે લોકોપર અસર ત્યારેજ થાય છે].

## બચ્ચું પેદા થાય તે વખતે થતી રસમોનું બયાન

[૧] એ વાત ઘણીજ જરૂરી માનવામાં આવે છે કે બને ત્યાં સુધી પેહલું બચ્ચું (છોકરીના બાપને ઘેરજ પેદા થાય. જેથી કરીને પેદા થયાની મુદતને લગભગ છોકરીને પીએર મોકલવું જરૂરી સમજવાને લીધે એ વાતની જરાએ દરકાર કરવામાં આવતી નથી કે તેણી સફર(એક શેહેરથી બીજે શેહેર)મોકલવાને લાયક પણ છે કે નહીં, જેથી કરીનેકોઈ વખતે તેણીને કોઈ બીમારી થઈ જાય છે. [અથવા] ગર્ભ(હમલ)ને કંઇ નુકસાન પહોંચે છે. તેણીની (અને બચ્ચાની) તબીઅતમાં એવો ફેરફાર અને થાક થઈ જાય છે કે ઘણી લાંબી મુદત સુધી તેણીને અને બચ્ચાને તે ભોગવવું પડે છે. એટલુંજ નહીં પણ અનુભવી [તજરૂબો જોયલા] માણસો કહે છે કે ઘણી બીમારીઓ બચ્ચાઓને, ગર્ભ (હમલ) ની મુદતમાં બેદરકારીઓ રાખવાથી થાયછે. મતલબ એ કે એમાં બે જાનોથી નુકસાની થાય છે.

વળી એક વગર જરૂરની વાતની એવી

સખત રીતે પેરવી કરવી કે કોઈ પણ રીતે તેમાં ફરક આવવા પામેજ નહીં, પોતાના તરફથી એક નવી શરીઅત બનાવવી છે. ખાસ કરીને તે વખતે કે જ્યારે તેની સાથે એવો અકીદો પણ હોય કે એમ નહીં કરવાથી કોઈ અપશુકન થશે અથવા અમારા નામને બટ્ટો લાગશે. (અને તેમાં) અપશુકનનો અકીદો તો તદનજ શિર્ક છે. જેમકે નફો કે નુકશાન પોંહચાડનારો તો ફક્ત ખોદા પાકજ છે. તો જ્યારે કોઈ ચીજને નેહેસ ધારી અને એમ સમજ્યા કે તેનાથી નુકશાન થશે તો એ શિર્ક થઈ ગયો. એજ વાસ્તે હદીસ શરીફમાં આવ્યું છે કે "અપશુકન કોઈ પણ ચીજ નથી." અને એક હદીસમાં આવેલુ છે કે "ટોટકો (ટુંચકો) વિગેરે કરવો શિર્ક છે" અને નામને એબ લાગવાની બીક તકબ્બુરને લીધે હોય છે. અને તકબ્બુરનું હરામ હોવું કુર્આન અને હદીસ શરીફમાં ખુલ્લી રીતે બ્યાન કરવામાં આવ્યું છે. અને ઘણી ખરી ખરાબીયો અને નુકસાનીયો એજ નામની હલકાઇની બીકથીજ આપણે ગલે પડી ગઈ છે.

(૨) કેટલેક ઠેકાણે ચલણી વિગેરેમાં કેટલુંક અનાજ અને સવા પૈસો બચ્ચું પેદા થવાની જગ્યાએ મુશકિલ કુશાના નામનું મુકવામાં આવે છે એતો ખુલ્લું શિર્ક છે. અને કેટલેક ઠેકાણે એવો રિવાજ છે કે જ્યારે ઓરત ગર્ભવંતી (હામેલા) પેહલેજ વખતે થાય છે ત્યારે પાંચમે કે સાતમે કે કોઇ વખતે નવ મહિને ગોદ ભરવાની રસમ પાળવામાં આવે છે. (અને) તે એ છે કે સાત તરેહનો મેવો એક લુગડામાં બાંધીને હામેલા ઓરતના ખોળામાં મુકવામાં આવે છે અને ગુલગુલા પૂરી રાંધીને રતજગો કરવામાં આવે છે. અને જેણીનું પેહલું બચ્ચું મરી જાય છે (અથવા પડી જાય છે) તેણીની સાથેએ રસમ પાળવામાં આવે છે. એ પણ એક બેરજુલમની રસમ પાળવી અને શુકન લેવાં છે કે જેની બુરાઇ તમે (આ ભાગ તેમજ અગાઉના ભાગોમાં) ઠેકાણે ઠેકાણે વાંચી ગયા છો. એને કેટલાક ઠેકાણે બલાઓથી સુવાવડીને બચાવવાને વાસ્તે તલવાર કે છરી તેણીની પાસે મુકવામાં આવે છે એ પણ એક ટુચકો અને શિરકની વાત છે.

(૩) ઘરવાળાઓની સાથે કુટુંબની બીજી ઓરતો પણ દાયણને બક્ષીસ કંઇ દીએ છે. પણ તે બક્ષીસ હાથમાં દેતી નથી, પણ ઠીકરીમાં મુકે છે. વારૂ એવી રીતે દેવું એ દેવાની કંઈ સારી રૂઢી છે કે હાથને છોડીને ઠીકરીમાં નાંખવામાં આવે? અને જો ઠીકરીમાં નહીં નાંખે અને હાથમાં દીએ ત્યારે પણ જોવું જોઇએ કે આ દેનારીઓની મતલબ એમ દેવાથી શું છે. જે વખતે એ રસમ શરૂ થઈ હશે ત્યારે તો કોણ જાણે તેમાં શું ફાયદો જોઇને શરૂ કરવામાં આવી હશે. રખેને ખુશીના વખતને લીધે હોય કે સૌ સગાં વહાલાંઓના દિલ ખુશ થાય બક્ષીશને નામે કંઇ દઇ દેવાય. પણ હાલમાં તો એક ઘણીજ જરૂરી વાત થઈ ગઈ છે કે ગમે તો તેઓ ખુશ હોય અથવા નારાજ હોય, દેવાને તેઓનું દિલ હોય નહીં પણ દેવુંજ પડે છે.

કુટુંબની કેટલીક ઓરતો ગરીબ મુફલેસ હોય છે તેણીઓને પણ તેડા ઉપર તેડું મોકલીને બોલાવવામાં આવે છે. જો નહીં જવામાં આવે તો આખી ઉમર વાત રહી જાય છે. અને જો બિચારીઓ જાય તો આઠ આના કે ચાર આનાનો બંદોબસ્ત કરીને જવું જોઈએ, નહીં તો ઓરતો (શેઠાણીઓ) માં ઘણું નીચું જોવું પડે. મતલબ એ કે જવું જોઇએ અને બેરજુલમથી દઇને આવવું જોઇએ. એ કેવો અંધેર છે કે ઘેર તેડીને

(શરીબોને) લુંટવામાં આવે છે. ખુશીને ઠેકાણે કેટલીક બીચારીઓપર તો જાણે આ ફત અને દુઃખ આવી પડે છે. તમે પોતેજ મુનસફી કરો કે એ કામ કેવું છે અને એવી રીતે માલ ખરચવું અને (એવી બક્ષીસ) લેનારને અને તે ઘરવાળાઓને આવી રીતે લેવાનું અને દેવાનું કારણ બનવું કયાં જાયઝ છે ?

કેમકે દેનારની નઈયત તો ફકત પોતાની નામના અને મોટાઈની હોય છે. જેને વાસ્તે હદીસ સરીફમાં આવેલું છે કે "જે કોઈ નામ થવાને વાસ્તે કોઈ (એવું ભારે) લુગડું પહેરશે કયામતને દહાડે અલ્લાહુતઆલા તેને ધીક્કારની પોશાક પેહરાવશે." એટલે જે લુગડું ખાસ લોકોને દેખાડવા વાસ્તે પહેરવામાં આવશે તેને વાસ્તે આ અઝાબ થશે. અને તેના ઉપરથી સાબેત થયું કે લોકોમાં નામ થાય તે વાસ્તે કોઈ કામ કરવું જાયઝ નથી. અને અહીં તો ખાસ એજ વાસ્તે અને એજ નઈયતથી દેવામાં આવે છે કે જોનારા લોકો કેહશે કે ફલાણીએ એટલું દીધું અને નહીં તો મ્હેણા મારશે કે "ફલાણી એવી તો કંજુસ છે કે તેણીનાથી એક સવાકો પણ દેવાયો નહીં. એમજ આવીને બેસી ગઈ. એવા આવ્વાની શી જરૂર હતી." દેનારીને તો એ ગુનો થયો.

હવે લેનારીને વાસ્તે સાંભળો. હદીસે શરીફમાં આવેલું કે "કોઈ મુસલમાનનો માલ તેની રજા ખુશી વગર લેવું હલાલ નથી." તો જ્યારે કોઈએ નહીં છૂટકે જોર જુલમથી દીધો, તો લેનારીને લેવાનો ગુનો થયો. જો દેનારી પૈસાદાર સારી હાલતની હોય અને આ દેવું તેણીને ભારે પણ લાગ્યું નહીં, પણ નઈયત તો તેણીની પણ એજ મોટાઈ અને લોકોને દેખાડવું હતુ. જેને વાસ્તે હદીસે શરીફમાં આવ્યું છે કે "જનાબ રસૂલુલ્લાહે [સલ) તે લોકોની દાવત કબૂલ રાખવાની મના કીધી છે કે જેઓ દેખાડવા અને નામ થવાને વાસતે ખવાડે." મતલબ એ કે એવાઓનું ખાણું ખાવું અથવા તેઓની કોઈ ચીજ (જે કે તેઓ નામને વાસ્તે આપે) લેવી નજાયઝ છે. મતલબ કે લેનારી પણ ગુનાથી બચી શકી નહીં.

હવે ઘરવાલાઓને જુઓ! લોકોને બોલાવી બોલાવીને એ ગુનાહોમાં ફંસાવનાર તેઓજ ઠર્યા,મતલબ એ કે ઘણીસારી રસમ પાળવામાં આવી કે સૌને ગુનાહોની ભેટ મળી, અને આ બક્ષીશ દેવાની રસમમાં કે જે કેટલેક ખુશીને ટાંકણે કરવામાં આવે છે. મજકુર બુરાઈયો ઉપ્રાંત એક બીજી પણ ખરાબી છે. અને તે એ કે એવી રીતે જે કંઇ બક્ષીસનો પૈસો એકઠો થાય છે તે સૌ (શરીઅતના કાયદા મૂજબ) તેને માથે કરજ થઈ જાય છે. *

અને વગરજરૂરે કરજ લેવું જાયઝનથી વળી કરજનો હુકમ એ છે કે જ્યારે પોતાની પાસે હોય ત્યારે તરત કરજ ચૂકવી દીએ. અને આ રસમોમાં તો એ વાતની રાહ જોવામાં આવે છે કે પેલા દેનારને ત્યાં પણ એવો કોઈ ખુશીનો વખત આવે તો ત્યારે આ બોજો માથાપરથી ઉતરાય.

અને જો કોઈ માણસ આ રસમી બક્ષીશ એકાદજ દહાડા અગાઉ કે પછી દેવા માંગે તો કદી પણ કોઈ કબુલ રાખતું નથી. એ બીજો ગુનો છે વળી કરજનો હુકમ એ છે કે તમારામાં તાકાત દેવાની હોય તો દીઓ

[* જુઓ સામી ૯૯ થી ૧૦૩ મો સફહો જેમાં એ વાત ખોલાસા સાથેબયાન કરવામાં આવીછે.]

અને ગુંજાસ નહીં હોય તો નહિ દીઓ. જ્યારે હાંથમાં પેસો આવશે ત્યારે દેવામાં આવશે પણ આ રસમોમાં તો એ હાલ છે કે ગમે તો પાસે પેસા હોય અથવા નહિ હોય, કરજ કરીને, કોઇ ચીજ ગીરવી મુકીને હજારો તરેહની ફ્કર કરીને લાવો અને તે રસમમાં જરૂર દીઓ. અને તેથી કરીને ત્રણે હુકમોમાં શરીઅતનો મુકાબલો કરવામાં આવે છે. અને એજ કારણે એવી રીતે બક્ષીશ આપવાની રસમ કે જેનો આજ રિવાજ છે નાજાયઝ છે.

નહિ કોઈની પાસેથી કંઇ લીઓ અને નહીં કોઇને કંઇ દીઓ. જરા વિચારી તો જુઓ એમ કરવામાં અલ્લાહ પાક અને જનાબ રસૂલ (સલ) ને રાજી રાખવા ઉપ્રાંત કેટલી મોટી રાહત છે.

એવીજ રીતે બચ્ચાના કાનમાં અઝાં દેતી વખતે ઢીંગલી અને પતાશા વ્હેંચવાની રસમ પાળવી તદન શરીઅતની હદને ઓળંગવું (નાજાયઝ) છે.

(૪) એ પછી હજામડી ખોળામાં અનાજ ભરીને તમામ કુટુંબવાળાઓની પાસે બચ્ચાનું સલામ કહેવા જાય છે. અને તે વખતે કુટુંબી ઓરતો તેણીને અનાજ આપે છે. એ રસમમાં પણ તેજ વિચારો અને નઇયતો છે કે જે હમણા ઉપર બયાન થઇ, તેથી કરીને એને પણ છોડી દેવી જોઇએ.

(૫) ઘરનું હલકું કામકાજ કરનારા- (ધોબી હજામ વિગેરે) તેઓને હક દેવામાં આવે છે.જેને (હિંદુસ્થાનમાં) છત્રીસ થાનીયા કહે છે. એમાં કેટલાક તો બેશક ઘરનું કામકાજ કરનારા હોય છે. તેઓનેતો બક્ષીશ તરીકે અથવા તેઓનું હક સમજીને દેવાય તો કંઈ હરકત કથી ઉલટું સારૂં છે. પણ સાથે પોતાની ગુંજાશનો ખ્યાલ રાખવો જરૂરી છે એમ નહિ કરે કે તેને વાસ્તે જાણીજોઇને કરજ માથે લીએ અગર્જો તે વ્યાજું કેમ નહોય. પણ કરજ જરૂર કરે. પોતાની જમીન કે બગીચાનેગિરવી મુકે. જો એમ કરવામાં આવશે તો નામ થવાની નઇયત હોવાને લીધે અથવા વગર જરૂરે કરજ લેવાને વાસ્તે, અને તેનું વ્યાજ ભરવાથી કે જે ગુનો વ્યાજ લેવાની બરાબર છે, અથવા મોટાઇની નઇયત હોવાને લીધે જરૂર તે માણસ ગુનેગાર થશે.

મચકૂર વાત તો પોતાના નોકરો ચાકરોના ઈનામ વાસ્તે હતી, પણ તેમાં કેટલાક લોકો એવા છે કે જેઓ કોઈ પણ તરેહની આપણી ચાકરી કરતા નથી અને કોઇ બીજું કામ બજાવી લાવનારા છે, અને નહિ તેઓની કંઈ જરૂર હોય છે (જેવા કે વગાડનારા હજામો) પણ તેઓ તો કરજ દાર કરતાંએ ભારે તકાજો કરે છે. અને ગમે તેમ કરીને તેઓને દેવું જરૂરી ગણાય છે. એમાં પણ જે જે ખરાબીઓ અને જે જે ગુનાહો દેનાર અને લેનાર વારતે છે તેઓનુ બયાન ઉપર આવી ગયું. બીજી વખત લખવાની જરૂર નથી. પછી જ્યારેતેઓનો કંઇ હક નથી ત્યારે તેઓને દેવું ફકત ઉપકાર અને બક્ષીશ શિવાય બીજું કંઇજ નથી. અને ઉપકારમાં એવા જોરજુલમથી લેવું તદન હરામ છે કે તેઓને દેવાનું મનનહિ હોય છતાં નામને બટ્ટો લાગે તે વાસ્તે જરૂર દેવુંજ પડે. અને એ રસમને જારી રાંખવામાં એક હરામ કામને ઉત્તેજન આપવું છે. અને હરામ કામને ઉત્તેજન આપવું અને ફેલાવવું હરામ છે, વાસ્તે એવા કામને મટાડવા જોઇએ.

(૬) પછી કેટલાકને દુધ પીવડાવવાને નામે કંઈ આપવામાં આવે છે. એ રસમમાં પણ તેજ વગર જરૂરની વાતને જરૂરી સમજવી અને મન નહિ થાય છતાં દેવું અને રાજીખુશીથી દેવામાં પણ નામ થાય, અને તેઓ રાજી થાય તે વાસ્તે દેવું, એ બો ખરાબીયો જાહેર છે. અને એ રસમ હિંદુઓની છે તેથી કરીને મુશાબેહત (સરખાપણા) નો જે ગુનો થાય છે તે જુદો. તેથી કરીને એ પણ જાયઝ નથી. મતલબ એમ કે તમે એટલું સામાન્ય રીતે સમજી લીઓ કે જે રશમ એવી જરૂરી થઈ પડે કે મન નહી હોય છતાં તે રસમ પાળવીજ પડે. અને નહિ કરવાથી નામને બટ્ટો લાગવાની બીક હોય, અને મોટાઈ દેખાડવા વાસ્તે કરવામાં આવે. તેવું કામ હરામ છે. એટલી વાત સમજી લેવાથી ઘણી વાતો તમને પોતાની મેળે સમજવામાં આવી જશે.

(૭) પછી રંધાયલી કોઈ ચીજ આખા કુટુંબ અને જમાતમાં વ્હેંચવામાં આવે છે. એમાં પણ તેજ નામ અને દેખાડવા વાસ્તે કરવું વિગેરે, નઇયતનો બગાડો અને નમાઝ અને રોજાથી વધારે જરૂરી ગણવાની બુરાઈ જાહેર છે. અને એ રંધાયલી ચીજ વ્હેંચવામાં અનાજનો એવો બગાડો થાય છે. કે ખોદા બચાવે, રસમ પાળનારને તો એક મોટો ખરચ ભોગવવો પડે છે. પણ એટલો ખરચ થયલી ચીજ તો કોઈના મોઢામાં પણ જવા પામતી નથી. ત્યારે એવો અનાજનો બગાડો કરવો, વારૂં કેવી રીતે જાયઝ ગણાશે?

(૮) એ પછી હજામ કાગળ લઈને બચ્ચાની માને સાસરે ખબર કરવા જાય છે. અને ત્યાં તેને કંઈ ઇનામ દેવામાં આવે છે. સમજવાની વાત છે કે જે કામ એક સવાકાના પોસ્ટ કાર્ડમાં થઈ જતું હોય તેને વાસ્તે ખાસ એક માણસને મોકલવો કઈ રીતે અક્કલની વાત ગણાય? વળી તે બીચારા ગમે તેવા મુફલિસ હોય, છતાં હજામ ભાઈનો કરજો તો બિચારાઓને જરૂર ચૂકવવોજ પડે છે; કે જે કરજને ખોદા પાકના કરજ કરતાં પણ (તોબા તોબા) વધારે જરૂરી ચૂકવવા લાયક ગણાય છે. અને તેજ નામ થવાની નઇયત અને મન ચાહે અથવા નહિ ચાહે તોપણ દેવું વિગેરે ખરાબીયો એમાં પણ હાજર છે, તેથી એ રસમ પણ નાજાયઝ સમજવી

(૯) સવા મહિનાનો ચિલ્લો ન્હાવાની વખતે કરી સૌ ઓરતો ભેગી થાય છે અને ખાવું પણ ત્યાંજ ખાય છે. અને રાતના કુટુંબમા અથવા જમાતમાં દુધ ધાન વ્હેંચવામાં આવે છે. વારૂં મેહેરબાન સાહેબ! આ જોરજુલમથી ખાણું ખાવાના બોજો નાખવાની શી જરૂર? એ પગલાંપર તો પોતાનું ઘર હોય પણ ખાણું તો અહીંજ ખાવું. અને તેને તો તેજ કહેવત લાગુ પડી કે "માન ન માન મંય તેરા મેહમાન." (કેવી બેહયાઈની વાત છે!) ખાનારાઓ તરફથી તો એ જોરજુલમ અને ખવડાવનારાની નાખુશીમા તો તેજ નામની મોટાઈ અને વ્હેણ અને બદનામીથી બચવું એ બંને કારણો એ રસમને નાજાયઝ સાબેત કરવાને બસ છે. એવીજ રીતે દુધ ધાન વ્હેંચવું એ પણ ફુઝુલ (નકામુ) છે. એક બાળકની સાથે તમામ મોટા અને ઘરડા માણસોને પણ દુધ ધવનારા બનાવવાની શી જરૂર અને તેમાં પણ નમાઝ અને રોઝા કરતાં વધારે ચુસ્ત રહેવું, નામની મોટાઈ, અને નામ ખરાબ થવાની બીકનું ઝેર મળેલું તો હાજરજ છે. તેથી એ પણ દુરસ્ત નથી.

(૧૦) એ ચાળીસ દહાડામાં સુવાવડીને નમાઝનું તો ધ્યાન પણ આવતું નથી. (બેનમાઝી ઓરતોનું તો પૂછવુંજ શું પણ) કેટલીક સારી નમાઝી ઓરતો પણ એ મુદ્દતમાં બેદરકારી વાપરે છે. અને શરીઅતમાં તો એવો હુકમ છે કે જ્યારે લોહી બંધ થઇ જાય કે તરતજ ગોસલ કરી લીએ. જો ગોસલથી નુકસાન પોહોંચતું હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢવી શરૂ કરી દીએ. વગર ઉજ્રે એક પણ વખતની નમાઝ છોડવી ઘણો મોટો ગુનો છે. હદીસ શરીફમાં છે કે "જેણે જાણી જોઇને (વગર ઉજ્રે એક પણ વખતની) ફરઝ નમાઝ છોડી તે ઇમાનથી દૂર થઇ ગયો."* અને હદીસે શરીફમાં છે કે "એવી રીતે (ફરઝ) નમાઝને (વગર ઉજ્રે) છોડનાર માણુસ જહન્નમમાં ફિર્ઓન અને હામાન અને કારૂનની સાથે રહેશે."

(૧૧) ફરી બાપના ઘેરથી છોકરીને સાસરે તેઓની ગુંજાસ મુજબ સાસરાના તમામ સગાઓને માટે લુગડાં અને જમાતમાં વ્હેંચવા વાસ્તે રંધાયલી કોઇ ચીજ અને છોકરી વાસ્તે ઘરેણાં, વાસણ અને લુગડાં હોય છે. જ્યારે વહુ મ ચકૂર ચીજો લઈ સાસરે આવે છે ત્યારે ત્યાં સૌ ઓરતો એ ચીજો જોવા એકઠી થાય છે, અને એક વખતનું ખાણું ત્યાં ખાય છે. એ સૌ વાતોમાં દરેક વાતને નમાઝ, રોઝા અને ફરઝ વાજેબ કરતાં એ જરૂરી સમજવામાં આવે છે. અને તેજ નામના અને મોટાઇની નઇયત જે હોય છે તે તો જાહેરજ છે. જે વાતમાં મોટાઇ અહંકાર (તકબ્બુર) વિગેરે એટલી બધી બુરાઈયો હોય તે કેવી રીતે જાયઝ ગણી શકાય?

એવીજ રીતે કેટલેક ઠેકાણે એવો દસ્તૂર છે કે બચ્ચાના નાના તરફથી ખીચડી, મરઘી, બકરી અને લુગડાં **છઠીને** નામે આપે છે. એમાં પણ તેજ નામની મોટાઇ અને જરૂર રસમ પાળવી અને કઇ શુકન લેવાના પણ હોય છે. અને તેથી એ પણ મના છે.

(૧૨) સુવાવડીનાં લુગડાં, બિછાનું વગેરે વિગેરે સૌ દાયણનો હક છે એમ ગણાય છે. કેટલેક વખત એ રસમ પાળવામાં ઘણીજ તકલીફ ભોગવવી પડે છે. અને તે એકે તેજ આગળના પુરાના ખાંસડા પેહરીને ઘસડતા ફરો. સારૂં બિછાનું એટલાજ વાસ્તે પાથરવામાં આવતું નથી કે આઠ દસ દહાડામાં તો તે છીનવી લેવાશે. એમાં પણ તેજ બુરાઈયો છે કે જે બયાન કરવામાં આવી.

(૧૩) સુવાવડીને તદન નજીસ (અપવિત્ર) ગણવી અને (તેથી કરીને) તેણીથી દૂર જુદા બેસવું, તેણીનું એઠું ખાવું તો શું પણ જે વાસણને તેણી અડકે તેને ધોયા અને સાફ કીધા વગર તેમાં પાણી નહીં પીવું મતલબ એકે તેણીને તદન મેતરાણીની પેઠે ગણવી એ પણ તદન વાહીયાત અને નકામી વાત છે.

(૧૪) એ પણ એક રિવાજ છે કે (ગુસલ કરીને) પાક થાય ત્યાં સુધી અથવા

*હઝરત જનાબ સૈયદ અબદુલ કાદેર જીલાની બડે પીર સાહેબ (રદી)નો એજ મહઝબ છે કે એક વખતની ફરઝ નમાઝ છોડનાર તદન કાફેર થઈ જાય છે. ત્યારે વિચારવું જોઇએ કે જે બેનમાઝી ઓરતો હઝરતની અગ્યારમીને દહાડે જલેબીઓ મંગાવી પોતાને બારણે રાતબ નચાવવાની મંનત માને છે, અને તેઓમાંની ઘણી ખરી બેનમાઝીઓ હોય છે. ત્યારે એવાઓની મંનતનો સવાબ આપની પાક રૂહ મંજુર રાખશેજ કેમ? [ભાષાંતર કરતા અ. અ. કાદરી].

ઓછામાં ઓછું બચ્ચું પેદા થાય તેને છઠ્ઠે દહાડે ન્હાય ત્યાં સુધી સુવાવડીના ધણીને તેણીની પાસે આવવા દેતાં નથી. એટલુંજ નહીં પણ એને એબ ગણે છે, અને ઘણુંજ ભુંડું સમજે છે. એ રસમ પાળવાથી કેટલેક વખતે ધણી અડચણ ભોગવવી પડે છે, તે એ કે ગમે તેટલું, જરૂરનું કામ હોય પણ ધણીની શી તાકાત કે બિચારો ત્યાં પોંહચી શકે! એ વાતમાં શું ફાયદો છે તે સમજાતો નથી. કોઇ વખતે કોઇ જરૂરની વાતજ કેહવાની હોય, અને તે પણ કોઇથી કેહવાય નહિ એવી હોય, અથવા કંઈ કામજ ન હોય પણ તે બિચારાનું પોતાના બચ્ચાને જોવાનું મન થાય, સો કોઇ તો જોઈ શકે પણ તે ગરીબ જોઈ શકે નહીં. એ કેવી વાહીયાત રસમ છે! બચ્ચું એવું નશીબવાન પેદા થયું કે આવતાની સાથેજ બિચારાં ધણી ધણીયાણીમાં જુદાઈ થઇ ગઇ. એ નાદાનીઓની પણ કોઇ હદ છે?

(૧૫) કેટલેક ઠેકાણે બચ્ચાને સૂપડામાં બેસાડે છે અથવા તે જીવતું રહે તે વાસ્તે તેને ટોકરીમાં મુકી ઘસડે છે. એ શુકન તો તદન જાયઝ નથી. કેટલેક ઠેકાણે છઠ્ઠે દહાડે બચ્ચાને તારા દેખાડવામાં આવે છે. એટલે સુવાડીને ન્હવાડીને સારાં કીમતી લુગડાં પેહરાવીને આંખો બંધ કરાવીને રાતના મકાનના આંગણામાં લાવી કોઇ ચોપાઇપર ઉભી રાખીને આંખો ખોલવાને કહે છે કે સૌથી પેહલી નજર તેણીની આસમાનના તારાઓ ઉપર પડે, અને કોઇ બીજાને જુએ નહીં. એ પણ ફકત નકામી અને વગર ફાયદાની રસમ છે. સારા સાજા માણસને આંધળો બનાવવો એ કંઈ અકલની વાત છે? વળી એવાં શુકન લેવાનો જે ગુનો થાય છે તે જુદો. અને કેટલેક ઠેકાણે તો તારા ગણાવ્યા પછી સુવાવડીને સાત સોહાસણીઓની સાથે થાળ ખવાડવામાં આવે છે જેમાં ભાત ભાતનું જમવાનું હોય છે, કે જેથી કોઈ તરેહનું ખાવું બચ્ચાને નુકસાન પોંહચાડે નહીં. એ પણ નાજાયઝ છે.

(૧૬) છઠ્ઠે દહાડે છોકરીવાળા સુવાવડીના ધણીને એક જોડ લુંગડું દે છે. એમાં પણ રસમ પાળવાની જેટલી સખતાઈ વાપરવી કે જેનું નાજાયઝ હોવું ઉપર બયાન થઇ ગયું મુર. છે.

(૧૭) સુવાવડીને ત્રણ વખત ન્હવાડવું જરૂરનું સમજે છે. (૧) છઠ્ઠે દહાદે (૨) નાના છિલ્લાને (૩) મોટા છિલ્લાને દહાડે. શરી અતે તો ફકત એટલોજ હુકમ દીધો હતો કે જ્યારે લોહી બંધ પડી જાય ત્યારે ન્હાઇ લીએ. પછી ગમે તો પૂરા ચાળીસ દહાદા પછી લોહી બંધ થાય અથવા બેચાર દહાડામાંજ બંધ થઈ જાય પણ અહિં હિંદુસ્થાનમાં) તો આ ત્રણ ગોસલ વાજેબ ગણાય છે. એ શરી અતની સાથે વઢવું નહિ તો બીજું શું છે? કેટલાક લોકો એવું કારણ જણાવે છે કે ન્હાયા વગર તબીયત ને સુગ લાગે છે. તેથી કરીને ન્હવાડીએ છીએ, કે જેથી મેલ અને બદન સાફ થઈ જાય. તેનો જવાબ એ છે કે એ કારણ રજુ કરવું તદન ખોટું છે. જો એજ કારણ છે તો સુવાવડીનું જ્યારે મન થાય ત્યારે ન્હાઇ લીએ. એ ખાસ અમુક દહાડેજ ન્હાવાની શી જરૂર? કે પાચમેજ દહાડે અને દસમે કે પંદરમે દહાડેજ ન્હવાય એનું શું કારણ? એતો ફકત રસમ પાળવીજ છે. એનું તો કંઈ પણ કારણ મળી આવતું નથી. એટલુંજ નહીં પણ ઘણી વખતે એમ

સાબેત થયું છે કે સુવાવડીએ ન્હાવાની ખાહેશ દેખાડી તે દહાડે તેણે કોઇએ પણ ન્હવાડી નહીં. અથવા એવી રીતે અમુક દહાડે વગર જરૂરે ન્હવાડવાથી મા અને બચ્ચા બંનેને નુકસાની પોંહચી છે. અને સૌ કરતાં તાજુબીની વાત તો એ છે કે જ્યારે નિફાસ (લોહી) બંધ થઈ જાય છે તે વખતે તો બીમારીને કોઇ ન્હવાડતુંજ નથી, તે અહીં સુધી કે જ્યાં સુધી તેણીનો, ઓરતોએ મુકર્રર કીધેલો દહાડો આવે નહીં. તમે પોતેજ કહો કે એ ખુલ્લે ખુલ્લો ગુનો છે કે નહીં?

**છોકરૂં પેદા થયા પછી એટલી વાતો સુંનત છે.** તેને ન્હવાડીને તેના જમણા કાનમાં અઝાં અને ડાબા કાનમાં તકબીર કહેવાય. અને કોઈ દીનદાર પરહેઝગાર નમાઝી બુઝુર્ગ પાસે થોડી ખારેક ચાપીને તેના તાળવામાં લગાડવામાં આવે. એ શિવાય બાકીની સૌ મનથી ઘડી કાઢેલી અથવા કાફેરોને જોઈ શિખેલી) રસમોજ છે. તેમજ એમાં પણ જે માણસ બચ્ચાના કાનમાં અઝાં દીએ તેને મીઠાઇજ દેવી એ પણ નકામી રસમ છે અને અક્કલથી ઉલટી વાત હોવાને લીધે ના જાયઝ છે. **ઉપર મઝકૂર થયલી તમામ રસમો હિંદુસ્થાનના મુસલમાનો પાળે છે. એનાજ ઉપરથી આપણી ગુજરાતમાં એ વખતે જે જે એવી ખોટી રસમો પાળવામાં આવતી હોય તેઓને નાજાયઝ ઓળખી અને સમજી લીઓ.)**

## અકીકો કરતી વખતે થતી રસમોનું બયાન.

**(સુંનતો અને જાયઝ કામો.)** તે દહાડે, છોકરાને વાસ્તે બે બકરાં અને છોકરીને વાસ્તે, એક બકરૂં ઝુબેહ કરવું. અને તેનું કાચું ગોસ્ત અથવા રંધાયલું બ્હેંચી દેવું (અથવા ખાવું) અને વાળોના વજન બરાબર ચાંદી તોલીને ખેરાત કરી દેવી. અને માથું બોડાવીને માથામાં ઝાફરાન (કેસર) લગાડવી. એટલી વાતો તો સવાબની છે. એ શિવાય એમાં જે નકામી ફુઝૂલ વાતો લોકોએ કાઢી છે તે જોવા લાયક છે.

(૧) જમાતના અને કટુંબના લોકો એકઠા થઈને માથું બોડાવી રહ્યા પછી એક કટોરીમાં અને કેટલાક લોકો સૂપડામાં કેટલુંક અનાજ પણ મુકીને તેમાં કંઇ પૈસા નાંખે છે, જે હજામનો હક ગણાય છે. અને એ પૈસા તે ઘરવાળા માણસને માથે કરજ ગણાય છે કે જ્યારે પેલા દેનારાઓને ત્યાં પણ કંઇ કામ આવી પડે ત્યારે તેઓને ત્યાં પણ એને દેવુંજ પડશે. જેની બુરાઇયો તમે ઉપર સમજી ગયા છો.

(૨) બેન વિગેરેને પણ અહિં તેણીનો હક જેકે ખરૂં જોતાં કોઇ પણ તરેહનો હક નથી દેવું પડે છે. જેમાં કાફેરોની સાથે મુશાબેહત (મળતા પણું) ઉપ્રાંત બીજી પણ કેટલીક બુરાઇયો છે. દાખલા તરીખે દેનારની બુરી નઇયત હોવી; કેમકે એ તો ખરેખરૂં સાચુંજ છે કે કોઇ વખતે ગુંજાશ નહીં હોવાથી દેવું બહુ ભારે પડે છે; પણ ફકત એટલાજ વાસ્તે કે નહીં દેવાથી બેશરમ ઠરશું અને લોકો મ્હેણું મારશે તેથી લાચાર થઇને દેવું પડે છે. અને એને રિયા અથવા દેખાડવા વાસ્તે દેવું કહે છે. અને નામ થાય તેટલા વાસ્તે દેવું હરામ છે. અને પોતે તમારા મનમાં વિચારો કે એટલા લાચાર થઇ જવું કે જેથી પોતાને તકલીફ થાય એ કંઇ અક્કલની વાત છે?

એવીજ રીતે લેનારને વાસ્તે એ ખરાબી

છે કે દેવું એ ફક્ત બક્ષિશ અને ઉપકાર છે. અને જોરજુલમથી કોઇ પાસે ઉપકાર કરાવવો હરામ છે. અને એ પણ જુલમ ગુજારવું છે. જો નહીં દીએ તો મ્હેણાં સાંભળે, બદનામ થાય, અને આખા કુટુંબમાં આંગળી દેખામણો બને, અને જો કોઈ પોતાની રાજીખુશીથી દીએ તોપણ લોકોમાં નામ થવાની નઇયત હોવી તો બેશક છેજ કે જેનું નાજાયઝ હોવું કુર્આન અને હદીસમાં ખુલ્લે ખુલ્લું બયાન થયલું છે.

(૩) રંધાયલી કોઇ ચીજનો બગાડો એમાં પણ જાહેર રીતે કરવામાં આવે છે. જે કામ અક્કલથી ઉલટું હોવું, ઉપર સાબેત થઇ ગયું છે અને એમ કરવામાં નામ થવાની મતલબ પણ હોય છે જે કે હરામ છે.

(૪) એ રસમો બરાબર પાળવાની સુરીબતમાં કોઈ વખતે ખરચો કરવાની તાકાત નહીં હોવાથી અકીકો મોકુફ રાખવો પડે છે અને મુસ્તહબ (વખતથી ઉલટું (મોડું) કરવું પડે છે. એટલુંજ નહિ પણ કેટલેક ઠેકાણે તો વરસોના વરસો ગુજરી ગયા બાદ કરવામાં આવે છે,

(૫) એક રસમ એ પણ છે કે જે વખતે બચ્ચાનું માથું બોડવા વાસ્તે તેને માથે અસ્ત્રો લગાડાય કે તરતજ તેજ વખતે બકરૂં ઝુબેહ કરવું જોઇએ. એ પણ એક નકામી વાત છે. શરીઅત પ્રમાણે તો માથું બોડાયા પછી કેટલીક વારે ગમે તો ઝુબેહ કરે અથવા ઝુબેહ કીધા પછી માથું બોડાવે એ બંને દુરસ્ત છે. મતલબ એજ છે કે તેજ દહાડે એ બંને કામો થઇ જવાં જોઇએ.

(૬) બકરાની મુંડી હજામને અને રાન દાયણને દેવી જરૂરનું સમજવું એ પણ ભૂલ છે. ગમે તો દીએ અને ચાહે તો નહિ દીએ પોતાના મનથી શરીઅતનો નવો કાયદો ઘડવાની શી જરૂર? જો રાન નહિ દીએ અને થોડું ગોસ્ત દીએ એમાં શી નુકશાની છે?

(૭) કેટલેક ઠેકાણે એ પણ રિવાજ છે કે અકીકાના બકરાનાં હાડકાં તોડવાને બુરૂં સમજે છે. અને દફન કરવાને જરૂરી વાત સમજે છે. એ પણ એક બેદલીલ વાતજ છે.

એજ બુરાઈઓ બચ્ચાંના દાંત નીકળે છે તે વખતે થતી રસમોમાં પણ હોય છે. કુટુંબમાં ઘુઘરાં વ્હેંચવામાં આવે છે. અને તે નહિ વ્હેંચવું ફરઝ અને વાજેબ તરક કરવા કરતાં વધારે સખત અને એબ ગણાય છે. એવીજ રીતે ખીર ચટાડવાની રસમ, કે છઠ્ઠા મહિનામાં બચ્ચાંને ખીર ચટાડે છે,* અને તેજ દહાડેથી તેને ખવડાવવું શરૂ કરવામાં આવે છે. એ પણ એક જોરજુલમની રસમ પાળવી છે કે જેની બુરાઇ તમે જાણી ચુક્યા છે.

એવીજ રીતે તે રસમને પણ જાણવી કે જે બચ્ચાનું દુધ છોડાવતી વખતે પાળવામાં આવે છે. મુબારક બાદીને વાસ્તે ઓરતોનું એકઠા થવું. અને મનમાં ગમે અથવા નહિ ગમે તોપણ તેઓની દઅવત કરવી જરૂરી સમજવી, જમાતમાં ખજૂર વ્હેંચવી, મતલબ એકે એ સો રસમોનો એકજ હુકમ છે. (એટલે સૌ નકામી નાજાયઝ રસમો છે).

એમ વળી કેટલેક ઠેકાણે ખજુરોની સાથે એક બીજું ઢોંગ કરવામાં આવેછે. અને તે એ કે એક કોરા માટલામાં પાણી ભરીને તેનાપર એકીની ગણત્રીમાં ખજુરો મુકી બ-

* અને તે પણ પોલીયા (રૂપીયા) પર મુકીને એ રસમ ગુજરાતમાં છે.

બ્ચાની પાસે ઉંડાવાવે છે. અને તેથી તેઓ સમજે છે કે બચ્ચું જેટલી ખજૂરો ઉડાવશે તેટલા દહાડા હતુ (જીદ) કરશે. એમાં પણ શુકન અને ગેબની વાત જાણવાનો દાવો છે. જેનું ગુનાહ હોવું જાહેર હોય છે.

એવીજ રીતે સાલગીરેહની રસમમાં જે દહાડે બચ્ચું પેદા થયું હોય તેજ તારીખે દર વરસે એકઠા થવું, ખાણું રંધાવવું અને નાડામાં એક વીંટી બાંધવી એક જોરજુલમની રસમ પાળવી છે.

એવીજ રીતે સૈલનો કુંડો. એટલે જ્યારે છોકરાને મુછો ઉગે ત્યારે મુછોમાં પોલીયા (રૂપીયા) થી સંદલ (સુખડ લગાડાય છે, અને સેવીયો રંધાય છે, કે જેથી સેવીયોના જેટલા લાંબા લાંબા વાળ થઇ જાય, * એ સૌ શુકનો છે જેઓની બુરાઈ તમે જાણી ચુકયા છો (**એવી જે જે રસમો આપણામાં હોય તેને દુર કરવાની કોશીશ કરશો**).

## ખતનાની રસમોનું બયાન.

એમાં પણ ઘણી કુઝુલ રસમો લોકોએ કાઢી છે જે અક્લથી તદન ઉલટી અને નકામી છે, (જેવી કે):—(૧) લોકોને કાગળ લખીને અથવા માણસથી નોતરીને બોલાવવું અને એકઠા કરવું એ સુંનતની તદન ઉલટું છે." એક વખતે હઝરત રસૂલુલ્લાહ (સલ) ના એક સહાબીને કોઇએ ખતનામાં બોલાવ્યો આપે ત્યાં જવાથી ઇન્કાર કીધો. લોકોએ સબબ પૂછયો ત્યારે તેવણે જવાબ દીધો કે હઝરત રસૂલુલ્લાહ (સલ) ના (પાક) ઝમાનામાં નહિ અમે (સહાબીયો) કદી ખતનામાં જતા હતા અને નહિ ખતનાને વાસ્તે અમને કોઇ તેડતું હતું."

એ હદીસપરથી જણાયું કે જે ચીજને લોકોમાં જાહેર કરવી જરૂરી નહીં હોય તેને વાસ્તે લોકોને એકઠા કરવા અને બોલાવવા સુંનતથી ઉલટી વાત છે. એમાં પણ ઘણી એવી વાહીયાત રસમો આવી ગઈ કે જેને વાસ્તે ઘણી મોટી ધામધુમ કરવામાં આવે છે.

(૨) કેટલેક ઠેકાણે એજ રસમોને કારણે ખતનામાં એટલી ઢીલ કરવામાં આવે છે કે છોકરો મોટો (લગભગ જુવાન) થઇ જાય છે જેમાં એટલું મોડુ થવા ઉપ્રાંત એ પણ બુરાઇ છે કે સૌ લોકો તેની છુપાવવાની જગ્યાને જુએ છે. અગરજે ખતના કરનાર શિવાય બીજાઓને તેનું બદન જોવું તદન હરામ છે. અને એ (બદન જોવાનો) ગુનો એવી રીતે લોકોને નોતરવાથીજ થયો.

(૩) પ્યાલામાં વધામણી પડવાની રસમ. એમાં પણ તેજ ખરાબી છે કે જે ઉપર બયાન કરવામાં આવી.

(૪) બચ્ચાનાં નાના નાનીને ત્યાંથી કંઈ રોકડ (પૈસા) અને લુગડાં લાવવામાં આવે છે જેને હિંદુસ્થાનમાં ભાત કહે છે. જેનું અસલ કારણ એ છે કે હિંદુઓમાં બાપના મરી ગયા પછી છોકરીઓને વારસો મળતો નહોતો. જાહેલ મુસલમાનોએ પણ તેઓને જોઇ એ રીવાજ પોતાનામાં દાખેલ કીધો. અને જો એમજ માની લઈએ કે તેઓને જોઈ એ રસમ મુસલમાનોએ પોતાનામાં દાખલ નહીં કીધી. અમે માની

---

* અને શરીઅતમાં તો મુછોના વાળ લાંબા રાખવા હરામ છે. અને જો દાઢીને વાસ્તે સેવીયો રંધાતી હોય તો છોકરો પોતેજ તેને ખશખશી કપાવશે. અથવા બોડાવી નંખાવશે, કે જે હરામ છે. ત્યારે પેલી સેવાયો રાંધવાથી ફાયદો શું થયો?

લીધું. છતાં એ રસમ અગરજો તેઓ પોતેજ કાઢી હોય તો પણ તે છે તો ન્હારીજ જે હકદારનું જે હક અલ્લાહ પાક અને તેના રસૂલે (સલ) મુકર્રર કીધો હોય. તે નહીં દેવું બલ્કે પચાવી પડવું એ ક્યાં દુરસ્ત છે. મતલબ એકે જ્યારે છોકરીને તેણીનો વારસો નહીં દીધો ત્યારે તેણીને દિલાસો આપવા એ કાયદો ગોઠવ્યો કે જુદા જુદા ટાંકણાઓમાં તેણીને કંઇ દઇ દેવું. એવી તરેહથી દઇને પોતાનાં દિલને સમજાવી દીધું કે હવે અમારાપર તેણીનો કંઇ પણ હક બાકી રહ્યું નહીં. મતલબ એ કે એ રસમ કાઢવાની મતલબ એજ છે કે હિંદુઓની રસમ પાળવી અથવા (હક પચાવી પડવાનો) જુલમ કરવો. અને એ બંને હરામ છે. બે ખરાબીયો તો એ થઇ.

ત્રીજી બુરાઈ તેજ રસમ પાળવામાં સખતાઇ કરવી, કે નાના નાની પાસે ગમે તો હોય અથવા નહીં હોય. હજારો તરેહની કોશેશ કરો વ્યાજુ પૈસા કાઢો કોઇ ચીજ ગીરવી મુકો તેની અંદર આજ કાલ રોકડ વ્યાજ દેવો પડે છે. અથવા જો રોકડ વ્યાજ નહીં દેવો પડે તોપણ જે માલ મિલકત ગીરવી મુકવામાં આવી તેની આમદની તો તેજ લે છે જેની પાસે તે ચીજ ગીરો છે, એ પણ વ્યાજ છે. અને વ્યાજનું લેવું અને દેવું બંને (સરખી રીતે) હરામ છે. મતલબ એ કે ગમે (તેવું હરામ કામ) કરો પણ અહીં તો દરેક જોઇતી ચીજ હાજર કરો. તમે પોતે વિચાર કરો કે જ્યારે એક નકામું અને એક ગુનાહના કામને વાસ્તે એટલી બધી ધામધુમ કરવામાં આવી કે તેટલી ધામધુમ ફરઝ અને વાજેબ વાસ્તે પણ કરવામાં નહીં આવતી, ત્યારે શરીઅતની હદને તમે ઓળંગી તેનાથી બહાર થઇ ગયા કે નહીં?

ચોથી બુરાઈ તેજ નામની મોટાઇ જેનું હરામ હોવું ઉપર બયાન થઈ ચુકયું. કેટલાક કહે છે કે ભાઇ! પોતાના સગાં વ્હાલાંઓની મદદ કરવી તો ઇબાદત અને સવાબનું કામ છે, પછી તેમાં ગુનો કેમ કરીને થયો? ત્યારે તેનો જવાબ એ છે કે જો તેઓની મદદ કરવી અને તેઓપર ઉપકાર કરવાનોજ તમારો ઇરાદો હતો ત્યારે રસમ પાળ્યા વગર જ્યારે પોતાનામાં દેવાની તાકાત જોતે અને તેઓને ગરજવાન જોતે ત્યારે દઇ દેતે. પણ અહીં તો જો સગાં વ્હાલાં ભૂખે મરતાં હોય ત્યારે તો તે બિચારાંઓને કોઈ પૂછતું પણ નથી. પણ રસમો પાળવાને વાસ્તે અને નામ થાય. તેને વાસ્તે એવી વધામણીઓનું નામ મદદ અને ઉપકાર રાખી લીધું.

(૫) કેટલાક શેહેરોમાં એવી ખોટી રસમ છે કે ખતના અથવા બીમારીથી સાજા થયા પછી ગોસલ કરવામાં આવે છે. તેવી ખુશીને ટાંકણે ખુબ રાગ રંગ, નાચ વાજું વિગેરે થાય છે. કેટલેક ઠેકાણે ડુમણીઓ ગાય છે, જેનું હરામ હોવું ઉપર લખાઈ ગયું, અને તેની બુરાઇયો ખોદા પાકે ચાહ્યું છે તો હવે પછી અમે લખશું. મતલબ એકે એ તમામ વાહીયાત રસમો અને બુરાઇયોને મટાડવી જોઇએ.

જ્યારે બચ્ચામાં બરદાસ કરવાની તાકાત જુઓ ત્યારે ગુપચુપ હજામને બોલાવી ખતના કરાવી દીઓ અને જ્યારે તે સાજો થઈ જાય ત્યારે તેને ગોસલ કરાવી દીઓ, જો ગુંજાસ હોય અને રસમ પાળવાનું પણ ધ્યાન નહીં હોય, અને નામ કરવાનો ઇરાદો પણ નહીં હોય, અને નામને બટો લાગવાની બીકનો વિચાર પણ નહીં રાખતો હોય

તો બે ચાર દોસ્ત અથવા ચાર પાંચ ફકીરોને જે કંઇ બની શકે તે ખવાડી દીએ ચાલો પતી ગયું. પણ વારંવાર એમ નહીં કરે, નહીં તો તેજ રસમ પડી જશે

## મદરસો એટલે બિસમિલ્લાહની રસમોનું બયાન.

મઝકૂર રસમોમાં એક બિસમિલ્લાહની રસમ છે. જે રસમ ઘણી જરૂરી હો । એવી રીતે લોકો પાળે છે. તેમાં નીચે મુજબ ગુર-ઈયો છે:—

(૧) ચાર વરસ, ચાર મહિના અને ચાર દિવસનીજ (બચ્ચાની) ઉમર હોવી પોતાના તરફથી મુકર્રર કરી લીધું છે. જે એક તદ્દન બે દલીલ અને નકામી વાત છે. અને તેની સાથે વળી તેને એટલી જરૂરી લોકો માને છે કે ગમે તે થઈ જાય પણ એ વાતમાં જરા પણ ફેર પડે નહીં અને બેઈલમ લોકે. તો એને શરીઅતનીજ વાત માની રહેલા છે. જેથી કરીને એક તો ખોટો અકીદો રાખવો અને બીજું શરીઅતમાં એક વાત ઉમેરવાનો ગુનો થાય છે.

(૨) બીજી ખરાબી મિઠાઇ વ્હેંચવાની જરૂરી રસમ પાળવી કે ગમે તે ઠેકાણેથી લાવી વ્હેંચવીજ જોઈએ. જો નહીં વ્હેંચે તો નામને એબ લાગે, લોકોમાં આંગળી દેખામણો બને, જેનું બયાન ઉપર થઈ ગયું .પછી નામના, મોટાઇ અને લોકોને દેખાડવું. અને તેઓની વાહવાહો સાંભળવાને કરવું એ જુદું.

(૩) કેટલાક પૈસાવાળા લોકો ચાંદીનાં ખડીયા કલમ બનાવીને ચાંદીના પાટીયા પર લખાવીને બચ્ચાને તેમાં પઢાવે છે. ચાંદીની ચીજોને વાપરવું હરામ છે તેથી કરીને તેમાં લખાવવું અને પઢાવવું એ પણ હરામ થયું.

(૪) કેટલાક લોકો બચ્ચાને તે વખતે શરીઅતથી ઉલટા લુગડાં પેહરાવે છે. જેવાં કે રેશ્મી અથવા જરીના અથવા ઝાફરાની (કેસરી) કે કુસુંબી રંગના અને એ (સો) હરામ છે.

(૫) નોકરો અને બેનો વિગેરેનો હક એમાં ફરજ કરતાં વધારે જરૂરી ગણાય છે, જેની બુરાઇ ઉપર બયાન થઈ ગઇ. એ રસમ પણ મટાડવા લાયક છે. જ્યારે બચ્ચું બોલવા લાગે ત્યારે તેને કલમા ( તૈયબ ) શરીફ શિખાડો. પછી કોઈ દીનદુરસ્ત બુઝુર્ગની પાસે લઇ જઈ તેને મોઢે બિસમિલ્લાહ પઢાવી દીઓ. અને આ નેઅમતના શુકરીયામાં જો ચાહો તો કોઈ પણ રસમ પાળ્યા વગર ખોદા પાકના નામપર છુપાવીને કંઈ ખેરાત દઇ દીઓ. લોકોને દેખાડી કદી કંઇ દીઓ નહીં. બાકી સો ધતીંગો છે.

ઘણું કરીને બચ્ચું જ્યારે બોલવા લાગે છે ત્યારે ઘરના માણસો તેની પાસે મા બાપ વિગેરેને બોલાવે છે. તેને બદલે તેને અલ્લાહ અલ્લાહ શિખાડે તો કેવું સારૂં થાય. અને લગભગ એનાજ જેવી રસમો બચ્ચું કુરઆન પુરૂં કરે છે ત્યારે કરવામાં આવે છે. અને તેમાં પણ વગર જરૂરી વાતો ઘણી ખરી રસમ તરીકે પાળવામાં આવે છે. અને ઘણી ખરી વાતો નામની મોટાઇને વાસ્તે કરવામાં આવે છે. જેવી કે પરોણાઓને એકઠા કરવા, કોઇ કોઈને લુગડાંનાં જોડા દેવાં, જેની બુરાઇયો ઉપર બયાન થઇ ગઈ.

## ખુશી વિગેરેનાં ટાંકણાંમાં ઓરતોના જવા અને એકઠા થવાનું બયાન.

એક જમાતની ઓરતો કેટલાંએક ખુશીનાં ટાંકણાંઓમાં એકઠી થાય છે. જેમાંના કેટલાંએક તો ઉપર બયાન કરવામાં આવ્યાં

અને કેટલાંએક બાકી છે, જેઓનું બયાન આગળ આવે છે. એ સૌ નાજાયઝ છે. ટાંકણાંઓ શિવાય બીજા વખતોમાં પણ જ્યારે મન થયું કે ફલાણીને ઘણા દહાડા થયા જોઇ નથી (ચાલો જરા ઉભા ઉભા તેણીને મળી આવીયે એવો વિચાર થતાંજ) તરતજ પાલખીમાં ( કે ગાડીમાં કે પગેજ ) તેણીને ત્યાં ચાલી ગઈ, અથવા કોઇ બીમાર છે તેને જોવા ગઈ, કેથે કોઇ ખુશીનું ટાંકણું થયું ત્યાં મુબારકબાદી દેવા જઈ પોંહચી.

કેટલીક ઓરતો તો એવી મનમોજી હોય છે કે પાલખી ( કે ગાડી ) મંગાવ્યા વગર પણ રાતના ચાલી જાય છે. જ્યાં રાત પડી કે તેણીઓને ફરવાનું સુઝયું. એ તો વધારે ખરાબ વાત છે. તેમાં ચાંદણામાં તો વધારે બેશરમીની વાત છે. મતલબ એ કે ઓરતોને પોતાના ઘરથી બહાર નીકળવું અને કેથે આવવું જવું કેટલીએક બુરાઇઓના સબબથી કોઇ પણ રીતે દુરસ્ત નથી. ( તેણીઓને તો ) ફક્ત એટલીજ ( શરીઅત તરફથી ) રજા છે કે કોઇ કોઇ વખતે પોતાના માબાપને જોવા જાય.

પોતાના મહરમ સગાઓ (એટલે તે સગાઓ કે જેઓની સાથે કોઇ પણ વખતે નિકાહ કરવા જાયઝ નહિ હોય તેઓ) ને જોવા જવું પણ જાયઝ છે (જેવાં કે ભાઈ, મામો, કાકો વિગેરે ), અને તેપણ વરસમાં એકાદ વખત ફક્ત. એ શિવાય રિવાજ મુજબ કોઈપણ ઠેકાણે બેફિકરીથી રખડતા ફરવું જાયઝ નથી. નહિ કોઇ સગાને ત્યાં અને નહિ કોઇ બીજાને ત્યાં. નહિ નિકાહ શાદીમાં અને નહિ મોત મઇયતમાં. નહિ કોઈ બીમારને જોવા અને નહીં કોઇને મુબારકબાદી દેવા અને નહિ કોઇ જાન કે ગાશ્તમાં. એટલુંજ નહિ પણ જ્યારે કોઇ ખુશીને *ટાંકણે કોઇ મિજલસ કેરવી લોકો એકઠા થવાના હોય તો પોતાના મહરમ સગાને ત્યાં જવું પણ જાયઝ નથી. જો ધણીએ ત્યાં જવાની રજા દીધી તો તે પણ ગુનેગાર થયો અને એ પણ ગુનેગાર થઇ. અફસોસ છે કે આ શરીઅતના હુકમ પ્રમાણે આખા હિંદુસ્તાનમાં કેથે પણ કોઈ ચાલતું નથી * એટલુંજ નહિ પણ એમ જવાને કોઈ નાદુરસ્ત પણ ગણતું નથી, તદન જાયઝ સમજી રહેલા છે. અગરજો એજ જવાને લીધે એ સૌ રસ્મો અને બુરાઇયો પેદા થઈ છે. મતલબ એ કે હવે એ બુરાઇયો જાણ્યા પછી એ વાતો તદન છોડી દેવી જોઇએ. અને તોબા કરવી જોઇએ.

એતો શરીઅતનો હુકમ હતો. હવે તેની બુરાઈયો અને ખરાબીયો સાંભળો:—જ્યારે જમાતમાં ખબર પડી કે ફલાણાને ત્યાં ફલાણું ખુશીનું ટાંકણું છે તો દરેક (ગુંજાશવાળી) ઓરતને નવા કીમતી પોશાકની ફકર પેદા થાય છે. કોઇ વખતે ધણીપર ફરમાશ કરવામાં આવે છે. અને કોઇ વખતે કાપડીઆને પોતેજ બારણે બોલાવી ઉધાર લે છે, અથવા વ્યાજુ રૂપીયા કાઢીને ખરીદવામાં આવે છે જો ધણીની ગુંજાશ તેટલી નહિ હોય તોપણ તેની વાત માનવામાં આવતી નથી. જાહેર છે કે એ પોશાક ફક્ત લોકોને દેખાડવાને અને મોટાઈ મારવાને બનાવવામાં આવે છે, જેને વાસ્તે (ઉપર) હદીસમાં બયાન આવી ગયું

---

* (એટલે ઘણાખરા લોકો ચાલતા નથી. કેટલાક ખોદા પાકના એવા પણ બંદા છે કે તેઓ એ હુકમ મુજબ પોતે પણ ચાલે છે અને પોતાના ઘરની ઓરતોને પણ તે મુજબ ચલાવે છે).

કે "એવા માણસને ખોદા પાક કેયામતને દહાડે ધિકકાર ( ઝિલ્લત )નો પોશાક પેહરાવશે. ' એક ગુનો તો એ થયો.

ફરી એવી નછયતથી માલ ખરચ કરવો નકામું ખરચવું છે. જેની બુરાઇ ઉપલા બયાનોમાં આવી ગઈ. એ બીજો ગુનો થયો. ધણીથી તેની ગુંજાસ કરતાં વધારે વગર જરૂરે માંગવું તેને ઇજા દેવી છે, એ ત્રીજો ગુનો થયો. કાપડીયાને બોલાવી વગર જરૂરે તે નામહરમ ( એટલે જેઓની સાથે કોઈ પણ વખતે નિકાહ દુરસ્ત થઈ શકતો હોય તેવા માણસ ) સાથે વાતો કરવીજ એટલુંજ નહીં પણ ઘણી ખરી વખતે તાકો લેતી દેતી વખતે અર્ધો હાથ કે જેમાં ચૂડીયો અને મેંદી વિગેરે સો કંઇ હોય છે, બાહેર કાઢવો શરમ અને પાક દામનીથી કેટલું વિરૂદ્ધ કામ છે! એ ચોથો ગુનો છે.

પછી જો બ્યાજુ પૈસા લીધા તો બ્યાજ દેવો પડયો એ પાંચમો ગુનો છે. જો ધણીના વિચાર આવી તરેહની નકામી ફરમાસોથી કંઇ ફરી ગયો અને હરામ કમાઇ પર તેની નંજર દોડી તો તેને કોઇનો હક મારી લીધો ંચ લીધી, અને એ ફરમાશો પુરી કીધી કમકે હલાલ કમાઇની આમદનીથી એ ફરનાસો પૂરી પડતી નથી. ત્યારે એ ગુનો તે ઓરતને કારણે કરવામાં આવ્યો, અને ગુનાનું કારણ થવું એ પણ ગુનો છે, એ છઠ્ઠો ગુનો થયો.

ઘણું કરીને પોશાકમાં લગાડવાને કિનારી ગોટા પણ લેવાય છે અને ચાંદી સોનાની ચીજો ખરીદવાના મસઅલા નહિ જાણવાથી અથવા બે દરકારીને લીધે, ઘણું કરીને બ્યાજુ લેણુંદેણું થઇ જાય છે. કેમકે ચાંદી સોનું અને તેઓની બનેલી ચીજો ખરીદવાના મસઅલા સમજવા એ કંઇ સેહલા નથી, * બહૂજ બારીક મસઅલા છે. જેવી રીતે કે અમે વેચાણ અને ખરીદીના બયાનમાં ( ભાગ પાંચમામાં ) લખી ચુકયા છીએ.

ફરી મોટી મુશકેલ છે તો એ છે કે એક શાદીના ટાંકણા વાસ્તે જે પોશાક બની તે બીજી શાદીના ટાંકણાપર નકામી થઇ જાય છે. તેને વાસ્તે ફરી નવો પોશાક જોઇએ. નહિતો ઓરતો આંગળી દેખાડશે કે "એની પાસે તો ફકત એકજ પોશાક છે. તેનેજ વારેઘડીએ પહેરીને આવ્યાજ કરે છે." તેથી કરીને ઉપર ગણાવી આવેલા ગુનાહો પાછા કરવામાં આવશે. ગુનાહોને ફરીફરીને કરવું એ પણ ગુનો છે. એ આઠમો ગુનો થયો.

એતો પોશાકની તૈયારી હતી. હવે જણસો ઘડાવવાની ફકર થઇ. જો પોતાની પાસે નહીં હોય તો ઉછીની લાવી પહેરવામાં આવે છે અને તે માંગીને પેહરેલી છે એતો જાહેર કરવામાં આવતુંજ નથી, એટલુંજ નહીં પણ સંતાડવામાં આવે છે. એમ પોતાનુજ છે એમ જાહેર કરવામાં આવે છે એ એક તરેહનો દગો અને જુઠાણું છે. હદીસે શરીફમાં આવ્યુ, છે કે " જે કોઇ એવી (ઉછીની) ચીજને પોતાની માલેકીની ચીજ કરશે. કે જે ચીજને ખરેખાત તેની નથી તેનો દાખલો એવી રીતે સમજવો કે, જાણે કોઇએ બે લુગડાં જુઠાણા અને દગાના પેહરી લીધાં. " એટલે માથાથી પગ સુધી જૂઠાણુંજ પોતાના ઉપર વિંટાળી ( લપેટી ) લીધું. એ

* (જે મસઅલાઓ વાસ્તે વાંચો બેહેસ્તી ઝેવર ગુજરાતી અથવા ઉર્દૂ ભાગ પાંચમામાં બ્યાજુ લેણદેણનુ બયાન, જેમાં એ બાબત મસઅલાઓ બહુજ ખોલાસા સાથે મળી આવશે]

નવમો ગુનો થયો.

વળી ઘરેણા પણ ઘણું કરીને એવાં પેહેરવામાં આવે છે કે જેનો ઝમખારો દૂર સુધી સંભળાય છે કે જેથી બીબી સાહેબ મિજલસમાં જાય કે તરતજ આખી મેહફિલની નજરો એવણ તરફ ખેંચાઇ તેવણને જોવામાં લાગી જાય. ઝમખારાવાળું ઘરેણું પેહેરવુંજ હરામ છે. * હદીસ સરીફમાં છે કે "દરેક વાજતી ચીઝની સાથે શેતાન હોય છે" + એ દસમો ગુનો થયો.

હવે સ્વારીનો વખત આવ્યો ત્યારે નોકરને પાલખી લાવવાનો હુકમ કીધો અથવા જેને ત્યાં એ ટાંકણું હોય તેને ત્યાંથી પાલખી આવી ગઇ. ત્યારે હવે શેઠાણીને ન્હાવાની ફકર પેદા થઈ. કેટલીક વારતો પાણી ઉન્હું કરવામાં લાગી અને કેટલેક વખત ગુસલની નઈયત બાંધવામાં લાગ્યો. મતલબ કે એવી રીતે વાર લગાડવામાં નમાઝનો વખત જતો રહ્યો. તો તેની કંઈ પણ (બેગમ સાહેબને) પરવા નથી, અથવા કોઈ પણ બીજા જરૂરી કામમાં વાર લાગે તો (સરકારને) કંઇ હરકત નથી. અને ઘણું કરીનેએ ભલા માણસો (ઓરતો) ને ગુસલ કરવાને દહાડે એજ મુશીબત ખમવી પડે છે. ગમે તેમ હોય પણ જો નમાઝ કઝા થઈ ગઈ અથવા નમાઝનો વખત મકરૂહ થઇ ગયો તો એ અગ્યારમો ગુનો થયો.

હવે ભાઇ પાલખી લઇને બહારથી પોકારી રહેલા છે અને શેઠાણી ઘરમાં તેઓને ગાળો દઈ વગોવે છે. વગર કારણે કોઈ ગરિબને શોપ બજાવીને ગાળો દઇ વગોવવું એ જુલમ અને ગુનો છે એ બારમો ગુનો થયો હવે ખોદાની યાદ કરતાં કરતાં બેગમ સાહેબ તૈયાર થયાં અને ભોઇયોને ખસેડી પાલખીમાં સવાર થયા.

કેટલીએક (ઓરતો) એવી બે દરકાર હોય છે કે પાલખીના પરદામાંથી બહાર દુપટ્ટાનો છેડો લટકતો હોય છે, અથવા કોઇ તરફથી પરદો ખુલી ગયલો હોય છે, અથવા અત્તર કે ખુશબોદાર તેલ (અથવા અંગરેજી લવંદર કે સેન્ટ) એટલો લગાડેલો હોય છે કે રસતામાં સઘળે સુગંધી થઇ રહે છે. અને એ નામહરમ મરદો આગળ (એક તરેહથી) પોતાનો સણગાર જાહેર કરવુંછે. હદીસ શરીફમાં આવેલું છે કે "જે ઓરત (પોતાના) ઘરથી (એટલો બધો) અત્તર લગાડીને (બહાર) નીકળે" કે લોકોને તેની સુંઘંધી સાફ આવે " તો તેણી એવી અને એવી છે. " એટલે બહુજ ખરાબ છે, એ તેરમો ગુનો થયો.

હવે જયાં જવું હતું ત્યાં પહોચ્યા. ભોઇયો પાલખી મુકીને જુદા ઉભા રહ્યા અને એવણ એક દમ બે ફકર ઘરમાં દાખેલ થઇ ગયાં એ વાતનો તો વિચારજ નથી કે રખેને કોઇ નામહરમ મરદ ઘરમાં હશે. અને વારંવાર એવો બનાવ પણ બને છે કે એવે વખતે નામહરમ મરદ સામે આવી પડેછે અને એક બીજાને તેઓ જોઈ લે છે. પણ ઓરતોને તો એ વાતની જરાએ દરકાર નથી કે પેહલાં ઘરમાં પુછાવી મંગાવે અથવા ખબર કરાવી દીએ. ખાસ વ્હેમની જગ્યામાં એ વાતનો વિચાર નહીં રાખવો એ ચૌદમો ગુનો થયો.

* [તેમજ એવા વાજતા ઘરેણાં બચ્ચાંઓને પહેરાવવાં માબાપને હરામ છે.]

+ [બીજી હદીસમાં હઝરતે [સલ] વાજતું ઘરેણુ પેહેરનારપર લયાનત કીધી છે].

હવે જ્યારે ઘરમાં દાખલ થયા ત્યારે ત્યાંની ઓરતોને સલામ કેવો સારો કરવામાં આવ્યો (તે જોવા લાયક છે)! કેટલીએક ઓરતો તો જીભને વાપરવાની તકલીફ ઉઠાવતીજ નથી. ફક્ત માથાપર હાથ મુકી દીધો (કે ચાલો) સલામ થઈ ગયો. એવી રીતે સલામ કરવી હદીસમાં મના છે, કોઈએ વળી સલામનો લફ્ઝ કહયો તો તે પણ ફકત **સલામ.** એ પણ હઝરત (સલ) ની સુંનતથી ઉલટું છે. **અસ્સલામો અલયકુમ** કહેવું જોઇએ.

(સલામ કરવાનો નમૂનો તો તમે વાંચ્યો) હવે (તેનો) જવાબ (કેવી રીતે વાળવામાં આવ્યો) તે (ની ખૂબી) જુઓ. "તમારૂં પેટ ટાઢું રહે, જુગ જુગ જીવો, સોહાગ કાયમ રહે, ઉમર વધે, દૂધથી ન્હાઓ, વેલવાડીં આબાદ રહે, ભાઇ જીવતો રહે, ધણી જીવે, બચ્ચાં જીવે." મતલબ એકે આખા કુટુંબના નામો ગણાવવા (અને ગણવા) સેહેલ, પણ (ફક્ત) "**વ અલયકુમુસ સલામ**" કે જેની અંદર મચફૂર દોઆઓ (તથા દીન અને દુન્યાની તમામ દોઆઓ) આવી જાય છે, તે બોલવું મુશકેલ. એવી રીતે હમેશ મચફૂર સુંનત (ને છોડવી અને તે) થી ઉલટા ચાલવું એ પંદરમો ગુનો થયો.

હવે મજલસમાં સૌ એકઠા થયા ત્યારે મોટું કામ ત્યાં એ શરૂ થયું કે ગપસપ થવા લાગી, એક બીજાની નિંદા કરવા લાગ્યા, લોકોની ચુગલી ચાડી જૂઠી તોહમતો મુકવી વિગેરે વિગેરે જે કે તદન હરામ અને સખત રીતે મના છે. એ સોળમો ગુનો થયો.

વાતો કરવામાં દરેક ઓરત એજ વાતની કોશીશમાં રહે છે કે સૌ કોઇ મારા ઘરેણાં અને પોશાકને જુએ. અને એ વાત હાથ, પગ અને જીભ મતલબ એ કે તમામ બદનથી જાહેર કરવામાં આવે છે, એ ખુલ્લે ખુલ્લી રિયા છે, જેનું હરામ હોવું કુર્આન અને હદીસમાં સાફ રીતે બયાન થયું છે. એ સત્તરમો ગુનો છે. અને જેવી રીતે દરેક ઓરત બીજીઓને પોતાની પોશાક મોટાઈ મારવાને દેખાડે છે, તેવીજ રીતે દરેક ઓરત બીજીઓના પોશાક જોવાની કોશિશ પણ કરે છે.

ફરી જ્યારે કોઇને પોતાનાથી હલકા પોશાકમાં જોઈ તો તેણીને હલકી, ખરાબ, અને પોતાને મોટા દરજાની સારી સમજવા લાગી. કેટલીએક તો તેમાં એવી મગરૂર હોય છે કે સીધી રીતે કોઇની સાથે વાત પણ કરતી નથી. એ જાહેર તકબ્બુર અને ગુનો છે. એ અઢારમો ગુનો છે. અને કોઇ બીજીને પોતાના કરતા સારી જોઇ તો અદેખાઈ, નાશુકરી અને લાલચ કરવા લાગી. એ ઓગણીસમો, વીસમો અને એકવીસમો ગુનો થયો.

ઘણું કરીને આવા બેફાયદા કામોમાં નમાઝો કઝા થઇ જાય છે. નહીતો વખત તો મકરૂહ જરૂર થઇજ જાય છે. એ બાવીસમો ગુનો થયો. વળી એક બીજાને જોઈને અથવા એક બીજાથી સાંભળીને એ નકામી રસમો પણ તેણીઓ શીખે છે, એ ત્રેવીસમો ગુનો થયો, કેમકે ગુનો શીખવો અથવા શિખાડવો એ પણ ગુનો છે.

એ પણ એક દસ્તૂર છે કે એવે ટાંકણે પખાલી પાણી લાવે છે ત્યારે તેનાથી પડદો કરવાને જુદા મકાનમાં તેણીઓ જતી નથી. ઉલટું તેને હુકમ ફરમાવવામાં આવે છે કે તું તારે મોઢે કપડું વિંટાળીને ચાલ્યો આવ,

અને (ખબરદાર) કોઇને જોતા નહીં. હવે તેનો ઇમાન જાણે, ગમે તો આડકત્રી નજરે તે સોને જોઈ લીએ તોપણ તેમાંની એકને પણ જરા શરમ કે લાજ નથી. અને એમજ થાય છે, જેમકે જે લુગડું તે મોઢાપર નાંખે છે તેમાંથી સો કંઇ જણાય છે. નહીં તો તે સીધો પાણીના માટલાંઓ પાસે જઈ ભરી શકેજ કેમ? એવી જગ્યાએ જાણી જોઈને બેસી રહેવું કે જ્યાં ના મહરમો જોઈ શકે તદન હરામ છે. એ ચોવીસમો ગુનો થયો.

કેટલીએક ઓરતોના દસદસ બારબાર વરસની ઉમરના છોકરાઓ અંદર ચાલ્યા આવે છે, અને મરવતને લીધે તેઓને કંઇ કહી શકાતું નથી. સામે આવવુંજ પડે છે. એ પચ્ચીસમો ગુનો થયો. કેમકે શરીઅતથી ઉલટા કામમાં કોઇની મરવત રાખવી ગુનો છે, અને છોકરો જ્યારે જુવાન થવાને લગભગ થઇ જાય તો તેનાથી પડદો કરવાનો હુકમ છે.

હવે ખાતી વખતે એવું ધીંગાણું મચે છે કે એક એક શેઠાણી પોતાની સાથે ચાર ચાર બીજી ઓરતોને લાવે છે. અને તેણીઓને ખૂબ ભરી ભરીને દે છે. અને ઘરવાળાની માલ અને આબરૂની કંઇપણ દરકાર રાખતી નથી. એ છવ્વીસમો ગુનો થયો.

હવે સૌ વાતોથી પતી રહ્યા પછી જ્યારે ઘર જવાની તૈયારી થાય છે ત્યારે ભોઇયોનો અવાજ સાંભળીને યાજૂજ અને માજૂજની પેઠે તેણીઓ દોડે છે. એકની પછાડી બીજી અને તેણીની પછાડી ત્રીજી. મતલબ એ કે સોથી પેહલાં હુંજ પાલખી (કે ગાડી) માં બેશી જાઉં. ઘણી ખરી વખતે ભોઇયો હજી ખસતા પણ નથી. (તે પેહલાં તેણીઓ) તેઓની છેક સામે જઇ પોહોંચે છે. એ સત્તાવીસમો ગુનો થયો, કોઇકોઇ વખતે એકેક પાલખીમાં ત્રણ ત્રણ ભરાઇ જાય છે, કે જેથી ભોઇયોને મજુરી કંઇ વધારે દેવી પડે નહીં. એ અઠ્ઠાવીસમો ગુનો થયો.

પછી કોઇની ચીજ ખોવાઇ જાય તો કંઇ પણ નિશાની વગર કોઇના ઉપર તોહમત મુકવી, એટલુંજ નહીં પણ કોઇ કોઇ વખતે તે બાયડીપર જોરજુલમ કરવો. એ ઓગણત્રીસમો ગુનો થયો. એ ઉપરાંત જ્યાં ટાંકણું હોય છે તે ઘરના મરદો બેદરકારી અને જલદીમાં અને કેટલાકતો (જાણીજોઇને) જોવાને ઘરની પાસે તદન બારણામાંજ આવીને ઉભા થઇ જાય છે. અને ઘણીખરી ઓરતોને તેઓ જુએ છે. તેઓને જોઇને કોઇએ મોં ફેરવી લીધું, કોઇ કોઇની પાસે સંતાઈ ગઈ, કોઇએ જરા માથું નમાવી લીધું, ચાલો એ પરદો થઇ ગયો, અને સારી પેઠે સૌની સામે તેણીઓ બેસી રહે છે. એ ત્રીસમો ગુનો છે.

ફરી દુલ્હાને જોવું અને સરઘસનો તમાસો જોવો તો ફરઝ અને તબર્રૂક તેણીઓ ગણે છે. જેવી રીતે ઓરતને પોતાનું બદન ગેરમરદોને દેખાડવું જાયઝ નથી, તેવીજ રીતે વગર જરૂરે ગેર મરદોને જોવા પણ નાઝાયઝ છે. એ એકત્રીસમો ગુનો થયો. પછી ઘેરે આવીને દહાડાને દહાડાઓ સુધી મઝકૂર ટાંકણામાં આવેલી ઓરતો અને જેને ઘેર મઝકૂર ટાંકણું હતું તેઓને વાસ્તે જે જે એબો ઢુંઢવામાં આવે છે (અને એવી રીતે લોકોની ગીબત કરવામાં આવે છે) એ બત્રીશમો ગુનો છે. એવીજ તરેહની બીજી પણ ઘણી બુરાઇયો અને ગુનાની વાતો ઓરતોના એકઠા થવામાં છે. તમે પોતે વિચારી લીઓ કે જેમાં એટલી બધી બા-

ગણીત ખરાબીયો (અને ગુનાહો) હોય તે કેવી રીતે જાયઝ થઈ શકે છે? તેથી કરીને એ રસમનું બંધ કરવું સોથી વધારે જરૂરી છે.

## મંગણીમાં કરવામાં આવતી રસમોનું બયાન.

મંગણીમાં ઘણી ખરી ખરાબ રસમો કંઇ પણ ભલાઇ કે બુરાઇ વિચાર્યા વગર કરવામાં આવે છે. તેમાંની કેટલીએક અમે અહીં બયાન કરીએ છીએઃ—

(૧) જ્યારે મંગણી કરવામાં આવે છે ત્યારે હજામ કાગળ લઈને આવે છે ત્યારે છોકરીવાળાની તરફથી **શકરાનો** (કોઇ મીઠાઇ) બનાવીને તેની સામે મુકવામાં આવે છે. તેમાં પણ તેજ સખત રીતે રસમ પાળવી કે ફરઝ કે વાજેબ અદા કરવામાં નહીં આવે તો હરકત નહીં પણ શું મકદૂર કે એ શકરાનો નહીં મુકાય. થઇ શકે છે કે કોઇ ઘરમાં તે વખતે ફકત દાળ અને રોટલીજ (રંધાયલી) હોય પણ ગમે તેમ કરીને શકરાનોજ દેવો જોઈએ. નહીતો મંગણીજ થશે નહીં. **લાહોલ વલા કુવ્વત** એક બુરાઇતો એ જાહેર થઇ. ફરી એ નકામી વાતને વાસ્તે જે જોઇતી ચીજો હાજર નહીં હોય તો કરજ લેવું પડે છે. અગર જો જરૂર વગર, કરજ લેવું નાજાયઝ છે. હદીસમાં એવું વગર જરૂરે કરજ લેવા વાસ્તે સખત અઝાબ બયાન થયલો છે એ બીજો ગુનો થયો.

(૨) તે હજામ ખાણું ખાઇને સો રૂપીઆ અથવા જેટલા રૂપીયા છોકરી વાળાએ દીધા હોય તે ખુનચામાં નાંખી દે છે. છોકરાવાળો તેમાંથી એક બે રૂપીઆ લઈને બાકી પાછા આપે છે. અને તે લીધેલા (એક કે બે) રૂપીઆ પોતાના નોકરોને વ્હેચી દે છે હવે અહીં વિચારવાની વાત એજ છે કે જ્યારે એક કે બે રૂપીઆજ લેવાનો ઇરાદો હતો ત્યારે પૂરા સો રૂપીઆને તસદી શું કરવા દીધી હશે? અને રસમ પાળવાને માટે કોઈ વખતે તો શું પણ ઘણી ખરી વખતે વ્યાજુ રૂપીયા કઢાવવા પડે છે. જેને વાસ્તે હદીસે શરીફમાં લઅનત આવેલી છે. અને જો કરજ નહીં પણ લીધું તોપણ પોતાની મોટાઇ અને નામ થાય એ શિવાય બીજી કંઈ અક્કલની ખૂબી એમાં છે.

અને જ્યારે સોને ખબર છે કે એક કે બેથી વધારે રૂપીયા લેવાશે નહીં, ત્યારે સો તો શું પણ હજાર રૂપીયા (મોકલવા)માં પણ કંઈ મોટાઈ અને નામના નથી. મોટાઇ તો તે વખતે જણાતે કે જ્યારે આ પુરેપુરા સો રૂપીયા નજરાણું દેવાતે. હવે માત્ર મજાખ મસકરી અને બચ્ચાંઓની રમતજ રહી ગઇ છે, બીજું કશું નથી. પણ લોકો તો એજ મોટાઈ અને નામ ખાટવાને કરે છે. અને અફસોસ તો એ વાતનો છે કે ઘણા સમજુ માણસો કે જેઓ બીજાંઓને શિખામણો દે છે તેઓ પણ એ અકકલથી ઉલટી રસમમાં સપડાયલા છે, મતલબ કે એમાં પણ જ્યારે એ રસમ શરૂ કાઢવામાં આવી તેમ ગણતાં તો રિયાનો ગુનો છે. અને હવે જ્યારે તદન નકામું અને ફાયદા વગરનું કામ થઇ ગયું, જેવી રીતે કે હમણા બયાન કરવામાં આવ્યું તેથી કરીને એ પણ બુરૂં છે. હદીસે શરીફમાં આવેલું છે કે "માણસના ઇસ્લામની ખૂબી એ છે કે નકકામી વાતોને (તદન) છોડી દીએ."*

*[હઝરત અબુદાઉદ (રહ) ફરમાવે છે કે મેં પાંચ લાખ હદીસો એકઠી કીધી જેઓનો સાર ચાર હદીસોમાં છે. જેમાંની એક એ હદીસ છે].

મતલબ એ કે નકામી ગેરફાયદાની વાતો પણ હઝરત નબી (સલ) ની મરજીથી ઉલટું કામ છે. અને જો વ્યાજુ પૈસા લીધા તો એનું ગુનો હોવું તો સૌ કોઇ જાણે છે. મતલબ કે એટલી બુરાઇયો એ રસમ પાળવામાં હાંસેલ થાય છે.

(૩) પછી છોકરીવાળો હજામને એક પોશાકનો જોડો અને કેટલાક રૂપીયા આપે છે. અને અહીં પણ તેજ મજાક ઠ્ઠો થાય છે. કે દેવું છે એક કે બે અને દેખાડવામાં આવે છે સો રૂપીયા. બેશક રિવાજ પણ એક નવાઇ જેવી ચીજ છે, કે ગમે તેવું ગાંડપણાનું તે કામ હોય છતાં સારા સમજુ માણસો પણ તે કરવામાં જરાએ લજવાતા નથી. જેની બુરાઈઓ હમણા બયાન થઈ ગઇ.

(૪) હજામ પાછો ફરે તે પેહલાં સૌ ઓરતો એકઠી થાય છે. અને ડુમણીઓ ગાય છે. ઓરતો એકઠી થાય ત્યારે ત્યાં શું શું ગુનાહો થાય છે તેનું બયાન થઇ ચુકયું, અને ગાવાની બુરાઇયો શાદીની રસમોમાં બયાન કરવામાં આવશે. (ઇ. અ. તઆલા). મતલબ કે એ પણ નાજાયઝ છે.

(૫) જ્યારે હજામ ત્યાં પોંહચે છે, ત્યારે પોતાને (બક્ષીસ) મળેલો પોશાકનો જોડો અને રૂપીયા ઘરમાં મોકલી આપે છે. તે પોશાક તમામ જમાતમાં ઘેરે ઘેર દેખાડયા પછી હજામને દઇ દેવામાં આવે છે. સારી પેઠે વિચારો કે જે ઠેકાણે દરેકે દરેક ચીજ દેખાડવાની ધુન લાગેલી હોય ત્યાં નઇયત કયાં સુધી સાફ રહી શકે છે! એમાં કંઈ શક નથી કે (મજકૂર) પોશાક બનાવતી વખતે એજ નઇયત હોય છે કે એવો બનાવવો જોઇએ કે કોઇપણ જોઇને તેમાં એબ કાઢી શકે નહી મતલબ એ કે રિયા પણ થઇ અને નકામું ખરચ પણ કરવામાં આવ્યું, જેનું હરામ હોવું કુરઆન અને હદીસમાં ખુલ્લે ખુલ્લું બયાન થયલું છે. એમ છતાં મોટી મુશીબત તો એ છે કે આટલી બધી કોશિશ કરવા છતાં જોનારાઓને તે પસંદ પડતું નથી. એતો તેજ કેહણી પ્રમાણે થયુ. કે "ચલ્લીએ પોતાનો જીવ ખોયો પણ ખાનારને લેહજત નહીં આવી." કેટલીએક મગરૂર ઓરતો તેમાં ઘણી એબો હુંઢી કાઢે છે, અને (તે બિચારાને) બદનામ કરે છે. મતલબ એ કે રિયા નકામો ખરચ ગીબત (નિંદા) એ સૌ એ રસમ પાળવામાં કરવામાં આવે છે.

(૬) કેટલાક દહાડા પછી છોકરીવાળાના તરફથી કેટલીક મીઠાઈ અને વીંટી અને રૂમાલ અને કેટલાક રૂપીયા મોકલવામાં આવે છે, જેને નિશાની કહે છે. અને એ રૂપીયા વધામણીની પેઠે એકઠા કરીને મોકલવામાં આવે છે. એમાં પણ રિયા, નકામું ખરચ વિગેરે તો મોજૂદજ છે. અને વધામણીનું બયાન અને તેની બુરાઇયો ઉપર આવી ગઇ.

(૭) જે હજામ અને ભોઇયો એ મિઠાઇ લઇને આવે છે તેઓમાં હજામને પોશાક અને ભોઇયોને પાઘડીયો અને કંઇ નગદ દઈને જવા દે છે. એ મિઠાઇને કુટુંબની ઘરડી ઓરતો જમાતમાં ઘેરેઘેર વ્હેંચે છે અને તેજ (વ્હેંચાવનાર) માણસને ત્યાં તેણીઓ ખાય છે. સૌ જાણે છે કે એ ભોઈ લોકોની કંઇ પણ મજૂરી મુકર્રર કરવામાં આવતી નથી, અને નહીં એ વાતની દરકાર કરવામાં આવે છે કે તેઓ પોતાની રાજીખુશીથી જાય છે, અથવા તેઓને જોરજુલમથી લઈ જવામાં આવે છે.

ઘણી વખતે એવું બને છે કે તે બિચારા પોતાના કંઇ કામનું અથવા પોતે માંદા હોવાનું અથવા પોતાનાં ઓરત બચ્ચાંમાં કોઇનું બીમાર હોવાનું કારણ નહીં આવવા વાસ્તે ગુજારે છે, પણ જો તે મોકલનાર કોઇ કાબુદાર હોય છે તો પોતે અને નહીં તો પોતાના કોઇ કાબુદાર સગાને હાથે તે ગરીબને ખૂબ ખાંસડા મારીને સારી પેઠે ખોપરાપાક (મારધાડ) જમાડીને જોરજુલમથી મોકલે છે. અને ખાસ ટાંકણે તો શું પણ ઘણી ખરી વખતે, એ લોકો પાસે જોરજુલમથી કામ કરાવવામાં આવે છે, જે કે તદ્દન જુલમ અને ગુનો છે. અને જુલમનો બદલો દુન્યામાં પણ ખમવો પડે છે, અગર જો આખેરતમાં તો એ ગુનાનો બદલો મળશેજ. ફરી મજૂરી મુકર્રર નહીં કરવી. એ બીજી વાત શરીઅતથી ઉલટી થઇ, એતો એ લોકોના જવાના ચટકા હતા.

અને આ વ્હેંચણીમાં રિયા કેટલી બધી છે, તે કોઇ જાણીતું નથી. ફરી આ વ્હેંચણીમાં એવી તો લાગી જાય છે કે ઘણીખરી વ્હેંચનારીયોની નમાઝો કઝા થઈ જાય છે, અને મોડું થઇ જવું તો એક જરૂરી વાત છે. શરીઅતથી ઉલટી એક વાત એ પણ થઇ. ફરી જેઓને ઘર આ હિસ્સા જાયછે તેઓના નખરાઓનું તો પૂછવું શું! વાત વાત પર હિસ્સો પાછો મોકલવો એ નખરો જુદો ઉઠાવવો પડે છે, અને હિસ્સા કબૂલ કરવા એ રિયા ભરેલી રસમને ટેકો આપવો અને વધારવી છે. અને રિવાજ જારી કરવો છે તેથી કરીને શરીઅત (ના કાયદાઓ મુજબ એ પણ ઠીક નથી.

મતલબ એ કે એ સૌ નકામા રિવાજો અને કામોને છોડી દેવું વાજેબ છે. ફક્ત એક પોસ્ટ કાર્ડ અથવા મળીને વાતચીત કરવાથી નીકાહનો બંદોબસ્ત થઇ શકે છે. બીજી તરફવાળા જરૂરી માલમ પડતી વાતો પોતે પૂછીલીએ પછી એક પોસ્ટ કાર્ડથી અથવા મળીને વાતચીત કરીને વાયદો કરી લીએ ચાલો મંગણી થઇ ગઇ. જો વાતને મજબુત કરવાને અર્થે એ તમામ રસમો કરવામાં આવતી હોય તો પેહલાં તો કોઇ પણ સારા કામને વાસ્તે ગુનો કરવો હરામ છે. તેમ છતાં આપણે જોઇએ છીએ કે જ્યાં મરજી હોતી નથી ત્યાંથી ચોખ્ખી ના કહી દેવામાં આવે છે. અને કોઇ તેઓનું કંઇ પણ કરી શકતું નથી.

(૮) કેટલેક ઠેકાણે મંગણીને વખતે નીચે મુજબ રસમો પાળવામાં આવે છે:—સાસરાથી કેટલાક લોકો આવે છે. અને દુલ્હનનો ખોળો ભરે છે. અને તે એવી રીતે કે છોકરાના વાલીને અંદર બોલાવવામાં આવે છે. તે દુલ્હનના ખોળામાં મેવો, પાનનાં બીડાં અને પતાશા નાંખે છે. અને તેણીના હાથપર એક રૂપીયો રૂપનો મુકે છે. તે પછી છોકરી વાળા તેના બદલામાં તેઓની જેટલી ગુંજાશ હોય તેટલા રૂપીયા દીએ છે. એમાં પણ કેટલીક ખરાબીયો છે. એકતો પરાયા માણસને ઘરમાં બોલાવવો. અને તેને હાથે ખોળો ભરાવવો. અગરજો પરદાની આડમાં હોય તોપણ એ બુરૂં છે. બીજું ખોળો ભરવામાં તેજ (સારા) શુકન લેવા જે શરીઅતમાં મના છે. ત્રીજું નાળીએર સારો કે કોહેલો નીકળે તો તે ઉપરથી છોકરીની ભલાઇ કે બુરાઇ ગણાય છે, અને એને ફાલ ગણે છે. એ કામનું શિરક હોવું અને ગુન્હાનું કામ હોવું ઉપર બયાન થઇ

ચુક્યું. ચોથું એ રસમને ઘણીજ જરૂરની સમજવી જેનું પુરૂં હોવું તમે સમજી ચુક્યા છો. અને તેમાં નામની મોટાઇનો વિચાર હોવો એ પણ જરૂરી છે. મતલબ એ કે કોઇ રસમ એવી નથીં જેમાં ગુનો નહીં થતો હોય.

## શાદીની રસમોનું બયાન.

સૌથી મોટું ખુશીનું ટાંકણું કે જેમાં સારી પેઠે મનમાં આવે તેવા ખુશીના ઉભરા કાઢવામાં આવે છે. અગણિત રસમો પૂરી રીતે પાળવામાં આવે છે તે એજ શાદી (લગ્ન) નું ટાંકણું છે. જેને (શાદીને બદલે) બેશક બરબાદી કહેવી ઠીક છે. અને બરબાદી (નાશ) પણ કેવી કે દુન્યાની અને દીનની. પણ એ ટાંકણામાં જે રસમો પાળવામાં આવે છે તે નીચે મૂજબ છે:—

એક સૌથી પેહલાં જમાતના મરદો એકઠા થઇને છોકરીવાળાના તરફથી શાદીના તારીખ નક્કી કરીને તે બાબત કાગળ લખીને હજામને દઇને મોકલે છે. એ રસમ એવી તો જરૂરની માનવામાં આવે છે કે ગમેતો વરસાદ હોય, રસ્તામાં નાળું નદી હોય જેમાં હજામ ભાઇની હંમેશના માટે હજામત થઈ જવાની વકી હોય, મતલબ કંઇ પણ હોય પણ એ કદી બનવા જોગ નથીં કે કાગળ પોસ્ટ મારફતે જાય અથવા હજામ કરતાં વધારે ભરોસેદાર કોઈ માણસ જતો હોય તેની મારફતે મોકલી દીએ. શરીઅતે જે ચીજને જરૂરી ઠેરવી નથી તેને જરૂરી ગણવી અને તેપણ એટલી જરૂરની સમજવી કે શરીઅતે જે જે ચીજોને જરૂરની ઠેરવી છે તે ચીજો કરતાં એ વગર જરૂરી ચીજોને પૂરી કરવામાં વધારે કોશિશ કરવી તમે પોતે (સમજુ છો તેથી પોતેજ) ઇનસાફથી કહો કે શરીઅતની સાથે વઢવું છે કે નહીં? અને જ્યારે વઢવું છે તો તે કામોને છોડી દેવા વાજેબ છે કે નહીં?

એવીજ રીતે મરદોનું એકઠા થવું જરૂરનું ગણવું એમાં પણ એજ બુરાઈ છે. જો કહો કે મશવેરો કરવા એકઠા થાય છે, તો એ તદન ખોટી વાત છે. (કેમકે) તે બિચારાઓ તો પોતેજ પૂછે છે કે કઇ તારીખ ઠેરવીએ? કે જે તારીખ ઘરમાં સૌ સલાહ સંપ કરીને મુકર્રર કરી રાખે છે, અને તેજ તારીખ તેઓને બતલાવી દેવામાં આવે છે, અને તેઓ કાગલમાં લખી દે છે. અને જ્યારે મશવેરોજ કરવો હોય તો જેવી રીતે કે બીજા કામોમાં સલાહ મશવેરો કરો છો એટલે એક બે સારા સમજુ માણસોને પૂછી લીધું ચાલો પતી ગયું. ઘેરઘેરના માણસોને એકઠા કરવાની શી જરૂર? ફરી ઘણા ખરા લોકો જેઓ આવતા નથી તેઓ પોતાના નાના બચ્ચાંઓને પોતાની જગ્યાએ મોકલી દે છે વારૂં તેઓ આ મત આપવામાં શું ધાડ મારવાના? કંઇ પણ નહીં, એ સૌ (રસમ પાળવાને વાસ્તે) ફાંફાં મારવાં છે. ચોખ્ખી વાત કેમ નહીં કહી દેતા કે રીવાજ એવી રીતે ચાલ્યો આવે છે. તો એજ રિવાજની બુરાઇ અને (તેથી) તેને છોડી દેવું વાજેબ કે એજ બયાન જારી છે. મતલબ એ કે રસમનું દરેક દરેક કામ શરીઅતથી (તેમજ અક્કલથી) ઉલટું છે. ફરી એમાં એક વળી એ પણ જરૂરની વાત છે કે કાગળ લાલ રંગનોજ હોવો જોઇએ અને તેનાપર કિનારી ગોટ પણ વિંટાળેલો હોવો જોઇએ. એ પણ તેજ મજબૂત રીતે રસમ પાળવા (ની બુરાઇ) માં ગણાયલી (નાજાયઝ) વાત છે. જેની બુરાઇ અને શરીઅતથી ઉલટા હોવું ઉપર કેટલીક

વખત બયાન થઇ ગયું.

૨ ઘરમાં જમાતની અને કુટુંબની ઓરતો એકઠી થઇને છોકરીને એક ખુણામાં બેસાડી રાખે છે, કેથે જવા આવવા દેતી નથી (હિંદુસ્તાનમાં) જેને માઇયો માંઝે બેસાડવું કહે છે. અને તેમ બેસાડવાની રીતીઓ એ છે કે છોકરીને એક પાટલા પર બેસાડીને તેના જમણા હાથ પર કોઇ ચીજ અને ખોળામાં ધાણીયો પતાશા વિગેરે મુકે છે, અને થોડી ધાણીયો અને પતાશા હાજર થયલી ઓરતોને વ્હેંચવામાં આવેછે. અને એજ તારીખથી છોકરીના બદનપર ઉબટનો ચોળવાનું શરૂ કરવામાં આવે છે. અને ઉબટનાના કેટલાએક ગોળાઓ જમાતમાં વ્હેંચવામાં પણ આવે છે. એ રસમમાં પણ કેટલાંએક નકામાં કામો સમાયલા છે અને તે નીચે મુજબ:—

પહેલું તો તેણીને જુદા ખુણામાં બેસાડવું જરૂરનું જાણવું. પછી ગમે તેટલી ગરમી કેમ ન હોય, અને ગમે તેટલી તે બિચારી અકળાય, ગમે તો આખી દુન્યાના હકીમ ડાકટરો કહે કે એમ બેસાડવાથી તેણીને કોઇ બીમારી લાગુ પડી જશે, ગમે તે થાય પણ એ (રિવાજી) ફરઝ કદી કઝા થાય નહીં. એમાં પણ તેજ સખત રીતે રસમ પાળવાની બુરાઈ જાહેર છે. અને જો તે છોકરી બીમાર થઇ જવાની બીક હોય તો બીજો ગુનો એક મુસલમાનને ઇજા પોંહચાડવાનો થશે, જેમાં કેવી ખુશીની વાત છે કે (ઘરધણી સાથે) આખી જમાત પણ શામેલ છે.

બીજું વગર જરૂરે પાટલા પર બેસાડવાની શી જરૂર છે? શેત્રંજી (કે એવીજ કોઈ પાથરેલી ચીજ) પર ઉબટનો ચોળવાથી શું બદનમાં સફાઈ નહીં આવશે? એમાં પણ તેજ સખતાઇથી રિવાજ પાળવો છે જેનું શરીઅતથી ઉલટું હોવું ઘણી વખતે જાણી ચુકયા. ત્રીજું જમણાજ હાથપર ઉબટનો મુકવો અને તેણીનો ખોળો ધાણીયો અને પતાશાથી ભરવું એ કોઇ ટુચકો અને શુકન માલમ પડે છે. જો એમ હોય તો (ટોટકો કરવો) શિરક છે અને શિકરનું શરીઅતથી તદન ઉલટું હોવું કયો મુસલમાન જાણતો નથી? અને અગર તેમ નહીં પણ હોય છતાં રસમ પાળવી તો જરૂર છેજ. અને એજ પ્રમાણે ધાણીયો અને પતાશા વિશે પણ સમજી લેવું. એ સૌ સખત રીતે રસમ પાળવી રિયા અને મોટાઇ દેખાડવી છે. જેવું કે જાહેર છે.

ચોથું ઓરતોનું એકઠા થવું, જે એ તમામ બુરાઇની જડ છે. જેવી રીતે કે ઉપર બયાન થઈ ગયું. કેટલેક ઠેકાણે એ પણ જરૂરની રસમ છે કે સાત સોહાગણીઓ એકઠી થઇને તેણીના હાથ પર ઉબટનો મુકે છે. એ એક તરેહનો શિરક છે કેમકે એથી શુકન લેવાય છે. જો કે તમે ઉપર સાંભળી ચુકયા જો બદનની સફાય અને નરમાસ વાસ્તે ઉબટનો ચોળાય તો કંઈ હરકત નથી. પણ સાધારણ રીતે કોઈ પણ રસમ રિવાજ પાળ્યા વગર ચોળી દીઓ. ચાલો પતી ગયું. તેને વાસ્તે એ સઘળા ધતીંગની શી જરૂર? કેટલીક ઓરતો એ રિવાજ બજાવી લાવવામાં કેટલીક બીજી બારીકીઓ શોધી કાઢે છે. કેટલીક કહે છે કે સાસરે ગયા પછી કેટલાક દહાડા સુધી છોકરીને માથું નમાવી એકજ જગ્યાએ બેસી રેહવું પડે છે, તેથી કરીને તેણીને તેમ બેસવાની ટેવ પડે તે વાસ્તે માંઝે બેસાડીએ છીએ, કે

જેથી ત્યાં વધારે તકલીફ તેણીને માલમ પડે નહીં.

અને બીજી ડાહી કાકીઓ અક્કલની ખૂબી જણાવવા ફરમાવે છે કે ઉબટનું ચોળવાથી બદન સાફ અને ખુશબોદાર બને છે તેથી કરીને આમ તેમ ફરવામાં ભૂતવળગી જવાનો ભય છે. એ સૌ શેતાને પેદા કીધેલા વસવસાઓ અને મન સમજાવવાની વાતો છે. જો ફક્ત એટલીજ વાત છે તો જમાતની ઓરતોનું એકઠાં થવું, હાથ ઉપર ઉબટનો મુકવો, ખોળો ભરવો વિગેરે બીજાં વાહીયાત કામો કેમ કરવામાં આવે છે, બીજું એ કે સાસરે જઇને તદ્દન મુડદાની પેઠે હાથ પગને નહીં હલાવવા એ પણ બુરૂંજ છે. જે પ્રમાણે કે આગળ બયાન કરવામાં આવશે. તેથી કરીને તેવા નકામા કામમાં મદદ થાય એવું કામ કરવું તેમજ તેવું કામ હમેશ જારી રહે તેવું કરવું પણ નાઝાયઝ થશે. અને એમ નહીં પણ હોય તો પણ અમે કહીએ છીએ કે માણસ પૈર જે કંઇ મુશીબત આવી પડે છે, તેને તે ખમી લે છે. તમે પોતેજ વિચારો કે પેહલાં તો તેણી આખા ઘરમાં ચાલી ફરતી હતી. હવે એકાએક એક ખુણામાં તેણી કેવી રીતે બેશી રહે? એવીજ રીતે ત્યાં પણ બેએક દહાડા બેશશે. એટલુંજ નહીં પણ ત્યાં તો એકાદ દહાડાની તકલીફ છે. અને અહીં તો દશ દશ બાર બાર દહાડાના કેદની મુશીબતમાં તેણીને નાંખે છે.

ત્રીજું એ કે જો ભૂત વળગી જવાની બીકથી તેણીને ફરવા જવા નથી દેતા તો વધારેમાં વધારે આંગણાંમાં અને ધાબાપર નહિ જવા દો. એ શું છે કે એકજ ખુણામાં પડેલી ઘુંટાયા કરે. ખાવા પીવાને માટે ત્યાંથી ખસવા પામે નહીં. એ સૌ દિલથી ઘડી કાઢેલા બ્હાના અને ખોટી વાતો છે.

જ્યારે હજામ કાગળ લઇને દુલ્હાને ઘેર પોંહચે છે ત્યારે જમાતની ઓરતો એકઠી થઇને શકરાના (એક તરેહના ખાણા) ના બે ખુનચાઓ બનાવે છે. જેમાં એક ખુનચો હજામભાઇનો હોય છે અને બીજો ડૂમણીઓનો. હજામનો ખુનચો મરદોમાં મોકલવામાં આવે છે અને જમાતના સઘળા મરદો એકઠા થઇને તે શકરાનો હજામને ખવાડે છે. એટલે તે ખાનારનું મોઢું ટગર ટગર જોયા કરે છે. અને ડુમણીઓ દરવાજામાં બેસીને ગાળો ગાય છે એમાં પણ તેજ હદથી વધારે રસમ પાળવાની બુરાઈ. બીજી બુરાઈ એમાં એ છે કે ડૂમણીયોને ગાવાની મજૂરી આપવી હરામ છે. અને વળી ગાવું પણ શું? ગાળો જે પોતે ગુનો છે, અને હદીસ સરીફમાં એને મુનાફિક હોવાની નિશાની બયાન કીધી છે. એ ત્રીજો ગુનો થયો. જેમાં સૌ સાંભળનાર પણ સામેલ છે. કેમકે જે માણુસ ગુનાની મિજલસમાં ભાગ લે છે તે પણ ગુનેગાર બને છે.

ચોથું મરદોના એકઠા થવાને જરૂરનું જાણવું, જે હદથી વધારે રસમ પાળવામાં શામેલ છે. કોણ જાણે એક હજામ ભાઇના શકરાના ખાવામાં આટલા બધા સાહેબોનો શી વાતની મદદ કરવી પડે છે? પાંચમું ઓરતનું એકઠા થવું જેનું ગુનો હોવું જણાઈ ચુક્યું.

૪ હજામ શકરાનો ખાઇને પોતાના ધણીના હુકમ મુજબ એક કે બે રૂપીયા ખુનચામાં નાંખી દે છે. અને રૂપીયા દુલ્હાના હજામ અને ડુમણીયો વચ્ચે અડધો અડધ વ્હેંચાઈ જાય છે. શકરાનાંનો

બીજો ખુંચો પૂરો ફુમણીયો પોતાને ઘેર લઇ જાય છે. એ પછી જમાતની ઓરતો વાસ્તે શકરાનો બનાવીને વ્હેંચવામાં આવે છે. એમાં પણ તેજ રિયા, નામવરી અને હદથી વધારે રસમ પાળવી મોજૂદ છે, તેથી કરીને શરીઅતથી એ તદન ઉલટી વાત છે.

૫ બીજે દહાડે સવારે જમાતના મરદો એકઠા થઇને કાગળનો જવાબ લખે છે અને એક જોડો પોશાકનો ઘણોજ કીમતી રૂપીયાની એક મોટી રકમ સો કે બસો રૂપીયા સાથે દે છે. તેજ ઠઠ્ઠો જે આગળ કરવામાં આવ્યો હતો તે અહીં પણ થાય છે. એટલે દેખાડવામાં આવે છે તો સો રૂપીયા પણ આપવામાં એક કે બે રૂપીયાજ આવે છે. વળી એ રિયા અને વગર ફાયદાના કામ ઉપ્રાંત કોઈ વખતે એ રસમ પૂરી કરવાને માટે વ્યાજુ રૂપીયા લેવાની જરૂર પડવી એ જુદો ગુનો છે. જેનું બયાન સારી પેઠે ઉપર થઇ ગયું છે.

૬ હવે હજામ ત્યાંથી વિદાય થઇને દુલ્હનવાલાઓને ઘેર પોંહચે છે. ત્યાં જમાતની ઓરતો આગળથીજ એકઠી થયલી હોય છે. હજામ પોતાનો પોશાક ઓરતોમાં જોવા વાસ્તે મોકલે છે. અને તે પછી સઘળી જમાતમાં ઘેરે ઘેર દેખાડવામાં આવે છે એમાં પણ તેજ ઓરતોને એકઠા થવાની અને પોશાક દેખાડવાની રિયા અને મોટાઇની ખરાબી જાહેર છે.

૭ એ તારીખથી દુલ્હાને પીઠી ચોળવામાં આવે છે અને શાદીની ઠેરવેલી તારિખ સુધી કુટુંબની ઓરતો એકઠી થઇને દુલ્હાને ઘેર બરી અને દુલ્હનને ઘેર દેહેજની તૈયારી કરે છે. અને એ દરમ્યાનમાં જે પરોણાઓ બંનેમાંથી કોઇ પણ ઘેર આવે છે. અગરજે તેઓને તેડયા નહિ હોય છતાં તેઓનું ગાડી ભાડું ઘરવાળાને દેવું પડે છે. એમાં પણ તેજ ઓરતોનું એકઠા થવું, અને હદથી વધારે રસમ પાળવી તો છેજ અને ગાડી ભાડું પોતાની પાસેથી દેવું પછી ગમે તો દેવાનું મન હોય અથવા ન હોય, ફકત દેખાડવાને અને દબદબો જણાવવાને વાસ્તે એ એક બીજો વધારો છે. એવીજ રીતે આપનારાઓએ એમ માનવું કે એ કિરાયુ આપવું જાણે તેઓને માથે વાજેબ છે, એ એક તરેહનો જુલમ છે. રિયા અને જુલમ એ શરીઅતથી ઉલટી વાત છે એ તો જાહેરજ છે.

અને એથી મોટું ધતીંગ બરી અને દેહેજનું છે, જે કે શાદીના ઘણા મોટા ફરઝ છે. અને અગરજે એ બંને કામો અસલ તો જાયઝ એટલુંજ નહીં પણ વધારે સારાં અને નેકી અને સવાબના કામો હતાં કેમકે બરી અથવા સાચક એ ખરૂં જોતાં દુલ્હા અથવા દુલ્હાવાળાઓના તરફથી દુલ્હન અથવા દુલ્હનવાળાઓને વાસ્તે ભેટ મોકલવું છે. અને દેહેજ ખરૂં જોતાં પોતાની ઓલાદ સાથે નેકી અને ઉપકાર કરવાં છે. પણ જેવી રીતે તેનો રિવાજ છે, તેમાં ઘણી તરેહની ખરાબીયો દાખેલ થઇ ગઇ છે. જેનો ખુલાસો એ છે કે હવે નહિ ભેટ આપવી મંજૂર છે. અને નહીં નેકી અને ઉપકાર ફકત નામની મોટાઈ, મશહૂર થવું, અને રસમ પાળવાની નઇયતથી કરવામાં આવે છે.

અને એજ કારણસર ઘણી ધુમધામથી બરી અને દેહેજની ખબર લોકોને કરવામાં આવે છે એટલે દેખાડવાને જાહેર કરવામાં આવે છે. બરી પણ ઘણી ધુમધામ અને ભપકાથી મોકલવામાં આવે છે. અને તેની ચીજો પણ ખાસ ઠેરવેલી હોય

છે. વાસણો પણ ખાસ ખાસ તરેહના મુકર્રર કરી તેજ મોકલવા જરૂરના સમજાય છે, તેને સૌ લોકો જુએ પણ છે. જોવાની અને મુકવાની જગ્યા પણ ઠેરવેલી હોય છે. જો ભેટ આપવાનીજ નઇયત હોત તો સામાન્ય રીતે જ્યારે મળતે અને જે કંઇ મળતે તે કોઇપણ રસમ પાળ્યા વગર અને લોકોમાં મશહૂર કીધા વગર ફકત દોસ્તી તરીકે મોકલી દેતે.

એવીજ રીતે દેહેજનો સામાન પણ ખાસ મુકર્રર છે કે ફલાણી ફલાણી ચીજો જરૂર જોઇએ. અને આખી જમાત અને કેટલીક જગ્યાએ ફકત પોતાના કુટુંબના અને ઘરનાજ માણસો તેને જુએ છે. અને વળી દહાડો પણ મુકર્રર હોય છે જો ઉપકાર કરવો અને સગાઓને મદદ કરવીજ મંજૂર હોત તો સાધારણ રીતે જે મળતે અને જ્યારે મળતે ત્યારે દઇ દેતે એવીજ રીતે ભેટ આપવાને અને સગાઓ સાથે નેકી કરવાને કોઇ પણ માણસ પોતાને માથે કરજનો બોજો ઉઠાવતો નથી પણ એ બંને રસમોને પૂરી કરવાને અર્થે ઘણીખરી વખતે કરજમાં ફસાઈ જાય છે. અગર જો સાથે વ્યાજ પણ દેવું પડે, અને અગરજો હવેલી અને બગીચો ગીરવી પણ મુકવામાં આવે અથવા વેચાઇ જાય. મતલબ કે એમાં પણ તેજ સખત રીતે રસમને વળગી રહેવું અને નામની મોટાઇ અને નકામો હદથી વધારે ખરચ વિગેરે સૌ બુરાઈયો મોજૂદ છે. તેથી કરીને એ પણ નાજાયઝ કામોમાં સામેલ થઈ ગયો.

૮ સરધસના એક દિવસ પેહલાં દુલ્હાવાળાઓનો હજામ મેંદી લઇને અને છોકરીવાળાઓનો હજામ દુલ્હાની પોશાક લઇને પોતપોતાના મુકામથી રવાના થાય છે. અને (હિંદુસ્તાનમાં) એ દિવસને મંઢાનો દહાડો કહે છે. દુલ્હાને ત્યાં એ તારીખે જમાતની ઓરતો એકઠી થઇને દુલ્હનની પોશાક તૈયાર કરે છે, અને તેણીઓને સીવડામણીને બદલે ધાણીયો અને પતાશા આપવામાં આવે છે. અને સઘળા નોકરો (અથવા ઘેડા ભંગીયાઓ) ને એકેક કામના બદલામાં પરોત (વધામણી) આપવામાં આવે છે એમાં પણ તેજ હદથી વધારે રસમને વળગી રહેવું અને ઓરતોનું એકઠા થવું છે, કે જેથી બેહદ વધારે ખરાબીઓ નીપજે છે.

૯ પોશાક લાવનાર હજામને પોશાક પોંહચાડયા પછી કંઈ ઇનામ દેવામાં આવે છે. અને પછી એ પોશાક લઇને આખી જમાતમાં ઘેરેઘેર દેખાડવા હજામડી લઈ જાય છે. અને તે રાત્રે જમાતની ઓરતો એકઠી થઇને ખાણું ખાય છે. એ વાત જાહેર છે કે પોશાક દેખાડવાની મતલબ રિયા વગર બીજી કંઈ નથી, અને ઓરતોના એકઠા થવાથી જે જે બરકતો (ખરાબીયો) છે તે તો જણાઈ ચુકી. મતલબ એ કે એ ટાંકણે પણ ઘણા ગુનાહો કરવામાં આવે છે.

૧૦ સવાર થતાંજ દુલ્હાને ગોસલ દઇને સારી પોશાક પેહેરાવીને તે અગાઉ પહેરેલાં લુગડાં જોડા સાથે હજામને દઈ દેવામાં આવે છે અને ચોટી સેરાનો હક નોકરો વિગેરેને દેવામાં આવે છે. એ પોશાકમાં ઘણું કરીને શરીઅતથી ઊલટી પોશાક પણ હોય છે. અને સેરો એ કાફેરોની રસમ છે. તેથી કરીને એ હકનું નામ ચોટી સેરાનો મુકર્રર કરવો બેશક બુરૂં છે. અને કાફેરોની રસમ પ્રમાણે ચાલવું છે. તેથી

એ પણ શરિઅતથી ઉલટું થયું.

૧૧ હવે દુલ્હાને ઘરમાં બોલાવીને પાટલાપર ઉભો કરીને એનો માથે સેરો બાંધે છે અને પોતાનો હક લે છે. અને કુટુંબની ઓરતો કેટલાક પૈસા દુલ્હાના માથાપરથી ઓવારીને નોકરો ચાકરોને દે છે. દુલ્હો જ્યારે ઓરતોમાં જાય છે ત્યારે બિલકુલ બેદરકારી વાપરવામાં આવે છે. ઘણા મોટા મોટા પરદાવાળા ઘરોની ઓરતો સારી પેઠે શણગાર કરીને દુલ્હાની રૂબરૂ આવીને ઉભી થઈ જાય છે. અને એમ સમજે છે કે એ વખતે તો તેને શરમ કરવાનો છે. (અમારે શરમાવવાનો નથી) તે કોઇને પણ જોશે નહીં. એ કેવી સખત વાત છે. પેહલાં તો એ કેવી રીતે માલમ પડયું કે તે (તણીઓને જોશે નહીં?) (બાઝારે હુસ્ન ગર્મ હય આશિકકી ઇંદ હય) છોકરાઓ જુદા જુદા વિચારના હોય છે, જેઓમાં ખાસ કરીને આજ કાલના છોકરાઓ તો સારા વિચારના ઘણા ખરા હોતાજ નથી. વળી જો તેણે નહીં પણ જોયું તો તમને તેને જોવું કયાં જાયઝ છે? હદીસ શરીફમાં છે કે "જોનારપર અને જેને જુએ (એટલે જે પોતાની પરદો કરવાની જગ્યાયે દેખાડે) તેનાપર ખોદાપાકની લઅનત થાઓ!" * મતલબ એ કે એ વખતે દુલ્હો અને સઘળી ઓરતો ગુનેગાર બને છે. પછી શેરો બાંધવો એ શરીઅતથી બીજી ઉલટી વાત છે. કેમકે એ કાફરોની રસમ છે. હદીસ શરીફમાં છે કે "જે માણસ જે કોમની સાથે તેઓના પોશાક કે ચાલ કે રસમ કે રિવાજમાં) મળતાપણું અખત્યાર કરશે તો તે માણસ (ગમે તે દીન મઝહબનો હોય છતાં તે) તેઓમાંનોજ (અલ્લાહપાકની જનાબમાં) ગણાશે. "વળી તકરાર કરીને અને વઢીને પોતાનો હક લેવો, તો પેહલાં કોઇના ઉપર-જોરજુલમ કરવો હરામ છે, અને વળી તે પણ ખાસ કરીને ગુનો કરીને તેના બદલામાં કંઇ લેવું ગુના ઉપર ગુનો કરવો છે. અને દુલ્હાના માથા ઉપરથી પૈસા ઓવારવા એ પણ એક તરેહનો ટુચકો (ટોટકો) છે. જેને વાસ્તે હદીસે શરીફમાં આવેલું છે કે "ટોટકો કરવો શિરક છે." મતલબ એ કે એ પણ પેહલાંથી છેલ્લે સુધી શરીઅતથી ઉલટી વાતોનો ઝુમકો છે.

---

* એ હદીસનો જોઈએ તેવો ખોલાસો ગુજરાતી ઝમાનુલ ફિરદોસમાં વાંચવા લાયક છે. ફી. આ. ૧

૧૨ સરઘસ રવાના કરવામાં આવે છે, સરઘસ પણ શાદીનો એક એવો ફરઝ છે કે તે વગર શાદી થતીજ નથી. એને વાસ્તે કોઈ વખતે દુલ્હાવાળાઓ અને કોઇ વખતે દુલ્હનવાળાઓ બહુ હઠ્ઠુ અને તકરારો કરે છે અને એનાથી અસલ મતલબ ફકત નામની મોટાઇ વગર બીજું કંઇજ નથી.

જે વખતોમાં કે (એક શેહેર કે ગામથી બીજા શેહેર કે ગામ જતાં) રસ્તાઓમાં ચોરો અને લુટારાઓની બીક રેહતી હતી અને સામસામા મુકાબલો પણ થઇ જતો હતો. તે વખતે દુલ્હા દુલ્હન અને ઘરેણાં વિગેરેના બચાવને વાસ્તે એ રસમ જારી કરવામાં આવી હશે તો કંઈ તાજુબી જેવું નથી. એજ વાસ્તે દરેક ઘરમાંથી એક માણસ જરૂર જતો હતો પણ હવે તો તેની જરૂર પણ નહીં રહી અને તેમાં કંઈ ફાયદો પણ નથી. હવે તો ફકત લોકોને દેખાડવું અને નામની મોટાઇ બાકી રહી ગઇ છે. વળી તેમાં કોઇ વખતે એમ પણ થાય છે કે નોતરૂં આપ્યું

હોય પચાસ માણસોને અને ત્યાં જઈ પોંહચે છે સો. પેહલાં તો વગર દઅવતે એવી રીતે કોઇને પોંહચી જવું હરામ છે. હદીસ શરીફમાં છે કે "જે માણુસ દઅવતમાં વગર બોલાવે ગયો તો (તેનો હાલ એવો છે કે જાંણે) ચોર બનીને ગયો અને લુંટારો બનીને આવ્યો." એટલે એવો ગુનો થાય છે કે જેવો ચોરી અને લુંટવાથી થાય છે.

વળી બીજા માણસની તેમાં બેઆબરૂઇ પણુ થાય છે. કોઇની ફજેતી કરવી એ બીજો ગુનો છે. ફરી એવી વાતોથી બંને તરફના લોકોમાં એવી રસાકસી અને મમત ચાલે છે કે આખી ઉમરૂ તેનો બુરો અસર દિલપર બાકી રહે છે. કુસંપ હરામ છે. તેથી કરીને જે વાતોથી કુસંપ પેદા થયો હોય તે પણુ હરામ છે. તેથી કરીને એ નકામી રસમો કદી પણુ જાયઝ નથી. રસ્તામાં ગાડીઓ હાંકનારાઓને માથે જ્યારે ગાંડપણુાનો ભૂત સવાર થાય છે. ત્યારે ગાડીઓને તેઓ જરા પણુ વિચાર રાખ્યા વિના વગર જરૂરે દોડાવે છે. તેમાં ઘણા ખરા માલ અને જાનના જોખમો નિપજે છે. અને તેથી એ તો જાહેર છે કે વગર જરૂરે એવા જોખમમાં પડવું કોઈ પણુ રીતે જાયઝ નથી.

૧૩ તે શેહરના કોઇ મશહૂર વલીઅલ્લાહની કબર (મઝાર) પર જઇને કંઇ રોકડની ચીરાગી દઇને દુલ્હો સરઘસમાં શામેલ થઈ જાય છે. * એમાં જાહેલો જે અકીદો રાખે છે તે બેશક શિરક સુધી પોંહચેલો છે. અગર કોઈ સમજુ માણુસ એ બુરા અકીદાથી બચેલો પણુ હોય તોપણુ એમ કરવાથી જાહેલોના કામને અને રિવાજને મદદ મળે છે તેથી સૌએ એવું કામ છોડી દેવું જોઇએ.

૧૪ મેંદી લાવનાર હજામને એટલું ઇનામ દેવામાં આવે છે કે દુલ્હાવાળા, નોકરો ચાકરોને શું દેવું પડશે તેનો અડસટો કાઢી લે છે. એટલે નોકરો ચાકરોનો ખરચો એ ઇનામથી આઠગણો વધારે હોય છે એ પણુ એક તરેહનું જોરજુલમનું દંડ છે, કેમકે એ પેહલાંથી ખબર આપવી છે કે અમે તમારી પાસેથી એટલા રૂપીયા અપાવશું આવી રીતે જોરજુલમથી અપાવવું હરામ છે તેથી તેના આ કારણુનો પણુ તેજ હુકમ છે (એટલે હરામ છે) કેમકે ગુનાનો ઇરાદો કરવો પણુ ગુનો છે.

૧૫ કેટલીક મેંદી દુલ્હનને લગાડવામાં આવે છે. અને કેટલીક વ્હેંચી દેવામાં આવે છે. એ બંને વાતોમાં પણુ તેજ સખત રીતે રસમ પાળવી છે. કેમકે એમ નહીં કરવાને તેઓ એબ ગણે છે. એ પણુ શરીઅતની હદથી વધી જવું છે.

૧૬ સરઘસ આવવાને દહાડે દુલ્હાનને ઘેર સઘળી ઓરતો એકઠી થાય છે. એ એકઠા થવાની બુરાઇયો અને નુકશાનીઓ ઉપર જણુાઈ ચુકી;

૧૭ દરેક કામના ઉપર વધામણી દેવામાં આંવે છે. જેમકે હજામે દેગને વાસ્તે ચૂલ્હો ખોદયો અને તેની વધામણી માંગી તો તેને એક ખુંચામાં અનાજ મુકીને તેનાપર ગોળનું એક ચોસલું મુકીને દેવાય છે. એવીજ રીતે નાના કામોપર એવાજ દંડ દેવા પડે છે. અગરજો નોકરોને દેવું સારી વાત છે. પણુ આવા ધતીંગની શી જરૂર? તેની મેહનતનું

* રાંદેરમાં એ રસમ શાદી અને બિસમિલ્લાહમા ઘણી ખરી જગ્યાએ છે.

તેને જે કંઇ દેવું હોય તે એક વખને દઇ દો એવી રીતે વારંવાર દેવું પણ તેજ નામની મોટાઇ વગર બીજું કંઇ નથી. વળી એ દેવું યાતો ઇનામ છે અથવા મજુરી છે. જો ઇનામ અને ઉપકારજ છે તો તેને એવી રીતે જોરજુલમથી લેવું હરામ છે અને જો એને મજૂરી કહો તો મજૂરીનું પેહલાંથીજ ઠેરવવુ અને કહી દેવું જરૂરી છે. જો તે કહી દેવામાં નહીં આવે તો એ મજૂરી મુકર્રર કર્યાલીજ બાતેલ છે અને બાતેલ મજૂરી હરામ છે.

૧૮ સરઘસ પોંહચે તે પછી ગાડીવાળાઓને ઘાસ, દાણો અને ઉછીની લાવેલી ગાડી વાળાઓને ઘી અને ગોળ પણ દેવામાં આવે છે. એ ટાંકણાપર ઘણા ખરા ગાડીવાળાઓ તોફાન કરે છે કે ઘરવાળો બેઆબરૂ થઈ જાય છે. અને એ બેઆબરૂ થવાનું કારણ તેજ જાન લાવનારજ બને છે. જાહેર છે કે બુરી વાતનું કારણ બનવું પણ બુરૂં છે

૧૯ જાન એક જગ્યાએ ઉતરે છે અને બરી બંને તરફના જમાતવાળાઓની સામે ખોલવામાં આવે છે. હવે રિયા અને નામની મોટાઇનું વખત આવી પહોંચ્યું કે જે અસલ મતલબ હતી અને તેથીજ એ રસમ પાળવી મના છે.

૨૦ એ બરીમાં કેટલીક ચીજો ઘણી જરૂરની મનાય છે ભારે પોશાક, ટીંટી, પગનાં ઘરેણાં, ખશબોની પડી, અત્તર, તેલ, મિસ્સી, સુરમેદાની, કાંસકી, પાન અને ઘાણીયો, અને બાકી વગર જરૂરના જેટલા પોશાક બરીમાં હોય છે તેટલાં માટલાં હોય છે. એ સૌ નકામી ચીજો સખત રસમ પાળવાને છે એ તો જાહેર છે. જેનું શરીઅતથી ઉલટું હોવું ઘણી વખતે બયાન થઇ ગયું અને રિયા અને દેખાડવું એ તો તમામ રસમોનો પાયોજ છે. તેને તો બયાન કરવાની જરૂર જ શી?

૨૧ એ બરીને લઇ જવાને દુલ્હનને ત્યાંના નોકરો ચાકરો ખુંચાઓ લઇને આવે છે. અને એકેક માણુસ એકેક ચીજ માથા પર ઉઠાવીને લઇ જાય છે. જુઓ આ રિયા વધારે સારી રીતે જાહેર થઇ. અગર જો તે બોજો એકજ માણુસ લઈ જાય તેટલોજ હોય છતાં તેને એક મોટો કાફલો લઈ જાય, કે જેથી દૂર સુધી તેની હાર માલમ પડે. એ ખુલ્લો દગો અને મોટાઇ મારવી છે.

૨૨ કુટુંબના તમામ મરદો બરીની સાથે જાય છે. અને બરી ઓરતોમાં પોંહચાડી દેવામાં આવે છે. એ ટાંકણે ઘણી ખરી બે-દરકારી વાપરવામાં આવે છે. તે એ કે મરદો પણ ઘરોમાં ચાલ્યા જાય છે કોણ જાણે તે દહાડે તમામ ગુનાહો અને બેશરમીઓ કેવી રીતે હલાલ અને કેળવાયલી રીતો બની જાય છે.

૨૩ એ બરીમાંથી ભારે પોશાક અને કેટલીક ચીજો રાખીને બાકીની સૌ ચીજો પાછી દેવામાં આવે છે, જેને દુલ્હાવાળાઓ તેવીને તેવીજ પેટીમાં મુકી દે છે. જ્યારે પાછી લેવી હતી તો ફોગટની મોકલવાની તસ્દી લેવની શી જરૂર? મતલબ કે તેજ રિયા અને મોટાઈ દેખાડવી. વળી જ્યારે ત્યાંથી પાછી આવવાનીજ છે તો સમજુ માણસો આગળ કંઈ પણ મોટાઇની વાત પણ નહીં રહી કેમકે (તેઓ વિચારશે કે) કોઇની ઉછીની માંગી લાવ્યો હશે. અને ઘણું કરીને એમજ થાય છે. મતલબ કે એ તમામ રસમો શરીઅતથી પણ ઉલટી છે અને અક્કલથી પણ નઠારી જણાય

છે, અને તેમ છતાં લોકો તેઓને પાળવાને બેભાન થઇ રહેલા છે.

૨૪ બરીના ખુનચામાં દુલ્હનવાલાઓના તરફથી એક અથવા સવા રૂપીયો નાંખવામાં આવે છે. જેને (હિંદુસ્થાનમાં) બરીની ચંગેર કહે છે, અને તે દુલ્હાના હજામનો હક હોય છે. એ પછી એક ડૂમણી એક ધાગો લઇને દુલ્હાની પાસે જાય છે. જેણીને એક હલકું બે ચાર આનાનું ઇનામ દેવામાં આવે છે. તેમાં પણ તેજ હદથી વધારે રસમને વળગી રહેવું અને જોરજુલમથી ઇનામ લેવું છે અને કોણ જાણે (એ વખતે દુલ્હાપર) ડૂમણી સાહેઓનો (આ ઇનામ લેવાનો) શો હક છે! અને આ ધાગો કઇ ચીજ છે!

૨૫ બરાતવાલા નિકાહને વાસ્તે ઘેર બોલાવવામાં આવે છે ઠીક છે. બીચારાઓની કસૂર માફ થઇ. એ વાહીયાત રસમોમાં ઘણું કરીને એટલી વાર લાગી જાય છે કે ઘણી ખરી રાત તો એજ રસમોને ભેટ ચઢે છે. પછી ઉજાગરાથી કોઇ તો બિમાર પડે છે, કોઇને અજીરણ થઇ જાય છે, અને કોઈ ઉંઘમાં એવો તો સૂવે છે કે સવારની નમાઝ ગેપ થઈ જાય છે. એક વાત રડવાની હોય તો રડીએ. એમાં તો માથાથી પગ સુધી બુરાઇયો અને અંધારૂંજ અધારૂં છે ખુદાપાક ગરીબ મુસલમાનોને સારી વાતો સમજવાની અક્કલ ઇનાયત કરે.

૨૬ સૌથી પેહલાં પખાલી પાણી લઇને આવે છે તેને, બીર ઘડીના નામથી સવા રૂપીઓ આપવામાં આવે છે. અગર જો આપવાનું મન નહીં હોય પણ (કેમ કરીએ?) ઝકાત કરતાં ભારે ફરઝ છે કેમ નહિ દેવાય. કેવો જુલમ છે? સૌથી પેહલાં તો ઇનામ જોરજુલમથી લેવોજ હરામ અને જોરજુલમની એ માયની નથી કે લાકડી કે ડંડૂએ મારીને કોઇથી કંઇ લેવાય. પણ એ પણ એક જુલમ છે કે નહીં દેશું તો નામ ખરાબ થશે. ફરી લેનારા ઘણુંજ વળગીને અને ચઢી ચઢીને લે છે. અને તે બિચારો પોતાનું નામ નહીં બગડે એ બીકથી દે છે એવો તમામ જુલમ હરામ છે. વળી એ બીરઘડી તો હિંદુએની રસમનું નામ છે. માલમ પડે છે કે કાફેરોથી એ રસમ શીખવામાં આવી છે. એ બીજું અંધારૂં છે.

૨૭ એ પછી એક ડબ્બો સરબત બનાવવાને આવે છે જેને સવા રૂપીયો દેવાય છે, અને એ શરબતને વાસ્તે ખાંડ (શાકેર) દુલ્હનને ત્યાંથી આવે છે. અહિં પણ તેજ જુલમથી ઇનામ કઢાવવો જાહેર છે ફરી આ ડબ્બા સાહેબ શું કામના છે? (એ કંઇ સમજાતું નથી શું કોઇ બીજાને શરબત બનાવતાં આવડતુંજ નથી?) હાહા! ખરેખર! શરબત બનાવવાને દરેક રીતે એવણજ લાએક છે. કેમકે સારંગી તબલો વગાડતાં વગાડતાં હાથમાં લેહરી અસર પેદા થઇ ગઈ છે, (હવે તેવી અસરવાળા હાથથી જો શરબત બનાવવામાં આવે) તો શરબત પીનારાઓને વધારે લેહેર આવશે. પછી ખૂબી તો એ કે ગમે તેવી ટાઢ હોય અથવા સળેખમ થઇ જાય તો પણ સરબત તો જરૂર પીવાડવામાં આવે. આ નાદાનીની પણ કંઇ હદ છે કે નહીં?

૨૮ પછી કાઝી સાહેબને બોલાવી નિકાહ પઢાવવામાં આવે છે ફકત એજ એક એવી વાત છે કે જે તમામ નકામી વાતોમાં સારી અને શરીઅત પ્રમાણે છે પણ એમાં પણ જોવામાં આવે છે કે ઘણે ખરે ઠેકાણે કાઝી સાહેબો નિકાહના મસઅલાથી તદ્દન

જાહેલ હોય છે, કેમકે કેટલેક ઠેકાણે તો બેશક નિકાહ પણ દુરસ્ત થતો નથી. આખી ઉમર ઝિના થાય છે (અને ઓલાદ થાય છે તે હરામની). અને કેટલાક કાઝીઓ તો એવા લાલચી હોય છે કે રૂપીયા કે સવા રૂપીયાની લાલચે તેઓને જેમ કહો તેમ કરી છૂટે છે. પછી ગમે તો નિકાહ થાય કે નહીં થાય. મુડદું જંનતમાં જાય કે જહંનમમાં (મુલ્લાને) પોતાના હલવા માંડાથી કામ. તેથી કરીને એમાં બહુજ બંદોબસ્ત કરવો જોઇએ, કે નિકાહ પઢનારો પોતે આલેમ હોય, અથવા કોઈ આલેમથી સારી પેઠે પૂછીને પછી નિકાહ પઢે અને કેટલેક ઠેકાણે નિકાહ થાય તે પેહલાં દુલ્હાને ઘરમાં બોલાવીને દુલ્હનનો હાથ પરદા પાછળથી બહાર કઢાવીને તેની હથેળી-પર કેટલાક તલ વિગેરે મુકીને દુલ્હાને ખવાડે છે વિચારવું જોઇએ કે હજી નિકાહ તો થયો નથી, અને છોકરીનો હાથ વગર જરૂરે છોક-રાની સામે કરી દીધો એ કેટલી બેશરમીની વાત છે! ખોદા બચાવે.

૨૯ એ પછી દુલ્હાવાળા જો ખારેક લઈ ગયા હોય તો તે લુટાવે છે અથવા વ્હેંચી દે છે, અને નહિ તો તેજ શરબત, પછી ગર્મી હોય કે તાઢ હોય. એ શરબતમાં રસમ પાળવા ઉપ્રાંત લોકોને બીમાર કરવાનું કારણ તૈયાર કરવું છે. જેવી રીતે કે કેટલીક મોસમમાં બને છે. (તેથી કરીને) એ કયાં જાયઝ છે?

૩૦ હવે દુલ્હનની તરફનો હજામ હાથ ધોવાડે છે. તેને હાથ ધોવડામણી સવા રૂપીયો દેવામાં આવે છે. એ દેવું અસલમાં તો ઇનામ અને ઉપકાર છે પણ હવે તો તેને દેનારા અને લેનારા એક તરેહનું વાજેબ દેણુ માને છે. એવી રીતે લેવું દેવું હરામ છે. કેમકે નેકી કરવામાં જોરજુલમ કરવો હરામ છે જેવી રીતે કે ઉપર બયાન થઇ ગયું. અને જો એને નોકરીનો બદલો કહો તો તે નોકર દુલ્હનવાળાઓનો છે તે બદલો તેઓને દેવો જોઇએ. દુલ્હાવાળાઓને તેની સાથે શું લેવું દેવું છે? એ લોકો તો પરોણા છે. શરીઅતથી ઉલટું હોવા ઉપરાંત અક્કલથી પણ કેટલી ઉલટી વાત છે કે પરોણાઓની પાસે પોતાના નોક-રોનું પગાર અને મજૂરી દેવાડવામાં આવે.

૩૧ દુલ્હાને માટે ઘરમાંથી શકરાનો બનીને લાવવામાં આવે છે જે રકાબીઓમાં સો માણસોને જેઆ બરાતમાં આવેલા હોય છે તેઓને વ્હેંચી દેવામાં આવે છે. એમાં તે રસમને વળગવા ઉપ્રાંત અકીદાનો પણ બગાડો છે. એટલે જો શકરાનો નહીં બનાવવામાં આવે તો નામુબારકીનું કારણ તેણીઓ ગણે છે. બલકે ઘણું ખરૂં રસમ પાળવામાં એજ અકીદો હોય છે એ પોતે શિર્ક છે. હદીસ શરીફમાં આવેલું છે કે અપશુકન અને નામુ-બારકી કંઇ પણ નથી. શરીઅતમાં જે ચીજ કંઈ પણ ગણવામાં નહીં આવેલી હોય અને વગર પાયાની વાત ગણેલી હોય તેને લાંબી ચોડી વાત બનાવીને ઉભા કરવી એ શરીઅ-તનો મુકાબલો નથી તો બીજું શું છે.

૩૨ એ પછી સઘળા બરાતમાં આવેલા માણસો ખાણું ખાઇને ચાલ્યા જાય છે. છોકરીવાળાને ત્યાંથી દુલ્હાને વાસ્તે પલંગ શણગારીને મોકલવામાં આવે છે. અને કેવા ખાશ વખતે મોકલવામાં આવે છે કે જ્યારે આખી રાત ભોંયપર પડીને થાકી ગયો હોય. હવે તેનો બદલો આવ્યો. બેશક બિચારો

હક્દાર તો હવેજ થયો. એથી પેહલાં તો અજાણ્યુ અને પરાયો હતો. ભલા માણસો ! જો તે જમાઇ તો નહોતો પણ તેડેલો પરોણો તો હતો ત્યારે શરીઅત અને માણુસાઇમાં પરોણાની ચાકરી કરવાનો હુકમ છે કે નહીં ? અને બીજા બરાતવાળા તો હજી પણ નકામાજ રહ્યા. તેઓ બીચારાઓને તો હજી પણ કોઇએ પૂછ્યું નહીં. મેહેરબાન સાહેબો ! તેઓ પણ તમારા પરોણાજ છે.

૩૩ પલંગ લાવનાર હજામને સવા રૂપીયો દેવામાં આવે છે. હવે માલમ પડયું કે એ પલંગ એટલાજ વાસ્તે લાવવામાં આવ્યો હતો. અમે ખોદાપાકથી ગુનાહોની માફી માંગીએ છીએ. એમાં પણ તેજ ઇનામ લેવામાં જોરજુલમ જાહેર છે.

૩૪ પાછલી રાત્રે એક ખુનચામાં શકરાનો મોકલવામાં આવે છે તેને બરાતમાં આવેલા તમામ છોકરાઓ મળીને ખાય છે. પછી ગમે તો આ અભાગ્યાઓને અજીરણ્ કેમ નહીં થઇ જાય પણ આ શાદીવાલાઓને તો પોતાની રસમો પૂરી બજાવવી મંજૂર છે. ઉપર જે ઠેકાણે શકરાનો બનાવવાનું બયાન આવેલું છે છે ત્યાં જણાવી દીધું છે કે એ પણ શરીઅતથી ઉલટી રસમ છે.

૩૫ એ ખુનચો લાવનાર હજામને સવા રૂપીયો આપવામાં આવે છે. કેમ નહીં અપાય? એ હજામભાઇના બાપ દાદાઓએ એ બિચારા બરાતવાળાના બાપદાદાઓને ઉછીના રૂપીયા કરજ દીધા હતા એ બિચારો તે ચૂકવી રહ્યો છે. જો નહીં ચૂકવે તો તેના બાપદાદાઓ જંનતમાં જવાથી રોકાયલા રહે. લાહોલ વલા કુવ્વતા ઇલ્લા બિલ્લાહ.

૩૬ સવારમાં બરાતવાળાનો ભંગીયો દુલ્હનવાળાને ઘેર ડફ (દાયરા) વગાડે છે. એ દાયરા બરાતની સાથે આવેલા હતા. એને દાયરા ખરૂં જોતાં પેહલાં જાયઝ હતા. પણ શરીઅતે તેને એટલાજ વાસ્તે જાયઝ રાખ્યા હતા કે તે વગાડવાથી નિકાહ થઇ જવાની ખબર લોકોમાં સારી પેઠે ફેલાઇ જાય. પણ હવે તો બેશક કે બાપકો અને નામ થવા વાસ્તે વગાડવામાં આવે છે. તેથી કરીને હવે તે જાયઝ નથી. * તેમજ બંધ કરવા લાએક છે. ખબર ફેલાવવાના હવે તો ઘણા બીજા કારણો મોજૂદ છે અને હવે તો દરેક કામમાં લોકો એ દા થાય છે પોતાની મેળેજ. આખા શહેરમાં ખબર પડી જાય છે બસ એટલીજ ખબર ફેલાઇ જવી બસ છે. અને જો દાયરાની સાથે પીપી પણ વગાડવાની હોય ( અથવા દાયરાઓમાં ઝાંઝ હોય ) તો કોઇ પણ રીતે જાયઝ નથી. ( જુઓ દુરરૂલ મુખતાર વલીમાની દઅવતના બયાનમાં એ વિશે હદીસ શરીફમાં ખુલ્લી બુરાઇ અને મનાઇ આવેલી છે.

૩ દુલ્હનવાળાઓમા ભંગી બરાતવાળાઓના ઘોડા વિગેરેની લીદ ઉઠાવે છે. અને બંને તરફના ભંગીયોને લીદ ઉઠાવવા વિશે વધામણી મળેજ છે. વારૂ આવી વધામણીયો વ્હેંચવાથી શો ફાયદો છે ? જ્યારે બંનેને સરખી રીતે મળે છે તો દરેકને જોઇએ એકે પોતાના ઘોડા ભંગીયાઓને આપી દેતે. જાણી જોઇને જોરજુલમથી બીજા પાસે અપાવીને ગુનો પોતાને માથે લે છે.

* રાંદેરમાં આવેલા મદરસએ અહમદીયાના મોટા મોદર્રીસ કે જેવણ પોતાને મોઢે શમસુલ ઉલમા બની મશહૂર થયા છે તેવણે રાતેબ, શાદી વિગેરેમાં ડફ વગાડવા નાજાયઝ હોવા બાબત એક લાંબો ફતવો લખ્યો છે, જે અમારી પાસે છે. ટી એસ. હાફેઝજી.

બન્નેને સરખી રીતે મળે છે તો દરેકને જોઇએ કે પોતાના ઘેડા ભંગીયાઓને આપી દેતે. જાણીજોઇને જોરજુલમથી બીજા પાસે અપાવીને ગુનો પોતાને માથે લે છે.

૩૮ દુલ્હનવાળાઓની ડૂમણી દુલ્હાને પાન ખવાડવા આવે છે અને દસ્તૂર મૂજબ પોતાની હકસાઈ લઇને જાય છે. એને પણ ઇનામ દેવોજ પડે છે. લૂંટી લીઓ ! બિચારાને આજેજ લુંટી લીઓ! કંઈ પણ બાકી રાખીને ગરીબ લઈ જવા પામેજ નહીં; બલ્કે ઉલટો બિચારો કરજદાર થઈ જાય. અહીં પણ તેજ જોર જુલમ ( ના ગુનાહ ) ને યાદ કરી લેજો.

૩૯ એ પછી હજામડી દુલ્હનના વાળ ઓળીને કાંસકીને એક પવાલામાં મુકી લઈ જાય છે. તેણીને માથું બંધામણી અને પૂડા પિસાઇને નામે કંઇ દેવામાં આવે છે કેમ નહીં દેવાય એ બાપડો તો સૌનો કરજદાર છે, અહીં પણ તેજ જોર જુલમ છે.

૪૦ એ પછી ઘેડા ભંગીયાઓના નામની લીસ્ટ લખાઇને દુલ્હાવાળાઓને દેવામાં આવે છે. પછી ગમે તે તેઓ તે દરેકને જુદું જુદું વ્હેંચે અથવા ટોટલ રકમ દુલ્હનવાળાઓને વ્હેંચી દેવા દઇ દીએ. એમાં પણ તેજ જોર જુલમ છે. જેનું હરામ હોવું કેટલીક વખતે બયાન થઇ ચૂકયું. કેટલાક લોકો કહે છે કે મેહેરબાન સાહેબ ! એ બિચારા એવાજ ટાંકણાંઓની ઉમેદ રાખીને આખી ઉમર ચાકરી કરે છે. એનો જવાબ એ છે કે જેની ચાકરી કીધી હોય તેનાથી ચાકરીનો બદલો પણ લેવો જોઇએ. એ કેવું ઉલટું જુલમ છે કે ચાકરી તો કરો તેઓની અને બદલો લીઓ તે બીચારાથી.

૪૧ દુલ્હો ઘરમાં ( ઓરતોમાં ) બોલાવવામાં આવે છે અને તે વખતે પરદાનો જરાએ બંદોબસ્ત રેહતો નથી. અને કેટલીક બેશરમીની વાતો તેને પૂછવામાં આવે છે. જેનું ગુના હોવું અને બેશરમી હોવી જાહેર છે. બયાન કરવાની જરૂર નથી. કેટલેક ઠેકાણે દુલ્હાને કેહવામાં આવે છે કે તે દુલ્હનને કહે કે હું તમારો ગુલામ છું અને તમે વાઘ છો અને હું બકરી છું. તોબા છે મારા અલ્લાહ. ખોદાપાક તો કુરઆનમાં ધણીને સરદાર ફરમાવે અને એ લોકો તેને ગુલામ અને તાબેદાર બનાવે. તમે પોતેજ કહો કે એ રસમ કુરાનથી ઉલટી છે કે નહીં ?

૪૨ જો બહુજ શરમાઇને કંઇ કીધું તો એ કે તેનો રૂમાલ ઘરમાં મંગાવી લીધો અને તે વખતે વધામણીના રૂપીયા જે એકઠા થાય છે તે ( તેમાં બાંધીને ) દુલ્હાને મોકલાવી દીધા. એ વધામણીનુ ગુના હોવું ઉપર બયાન થઈ ચુકયું.

૪૩ એમાંથી ડૂમણી અને હજામડીની હકસાઇ આઠ આના જેટલી લઇ લેવામાં આવે છે. અલ્લાહ પાકની ઝકાતનો ચાળીસમો ભાગ એટલો ફરઝ નથી, ખેતરના પાકનો દસમો ભાગ એટલો વાજેબ નથી, પણ એ લોકોનો ભાગ કાઢી લેવો સૌ ફરઝો કરતાં વધારે ફરઝ છે. એ હદથી વધારે રસમ પાળવી કેટલી નકામી વાત છે. વળી એ કે હજામડી તો કંઈ કામ પણ બજાવી લાવે છે, પણ એ ડૂમણી શું કામની છે? કે દરેક જગ્યાએ એનો ભાગ અને હકસાઇ રાખેલી હોય છે. ( હિંદુસ્તાનમાં ) કેહણી છે કે શાદીને વાસ્તે બીજ એ તારીખ લખેલી હોય છે. રખેને એમ હશે કે ગાવું વગાડવું એની મજુરીનો હક દેવાતો હશે, તો જયારે ગાવું વગાડવુંજ

હરામ છે, જેવી રીતે કે પેહલા બાબમાં બ-યાન કરવામાં આવ્યું છે તો તેને માટે કંઈ પણ મજૂરી કે ઇનામ આપવું અથવા અ-પાવવું કેવી રીતે જાયઝ થશે ? અને મજૂરી પણ કેવી રીતે કે ઘરવાળો તો એટલાજ વાસ્તે દીએ છે કે તેણે તેઓને બોલાવી, કેમકે તેને ત્યાં એ ટાંકણું છે પણ બિચારા આવનારાઓની કેવી કમબખ્તી કે તેઓથી જોરજુલમથી વસૂલ કરવામાં આવે છે અને જે નહીં આપે તેની ફજેતી અને તેને મ્હેણા મારવામાં આવે ત્યારે એવા ગાવાને અને એવી મજૂરીને હરામ કેમ નહીં કહેવાય ?

આવા વગાડવામાં એવો શક રાખવામાં આવે છે કે શાદી વિગેરેમાં ગાવું દુરસ્ત છે પણ એમ નથી જોતા કે હવે જે બુરા-ઇયો તેમાં ( પેદા થઇ ગઈ છે અને ) ભે-ળસેળ થઈ ગઈ છે તેથી કરીને હવે જાયઝ રહ્યું નથી અને તે બુરાઇયો એ છે કેઃ—ડૂમણીયો રાગ કાઢીને ગાય છે. અ-મારા ( હનફી ) મઝહબમાં એ મના છે. અને તેઓનો અવાજ પારકા મર્દોના કાનમાં પડે છે. નામહરમ લોકોને એવી રીતે અ-વાજ સંભળાવવો પણ ગુનો છે. અને ઘ-ણીખરી ડૂમણીયો જુવાન પણ હોય છે. તેઓના અવાજથી વધારે ખરાબીની બીક છે કેમકે સાંભળનારાઓના દિલ પાક રહેશે નહીં. ગાવું સાંભળવાથી દિલની નાપાકી વધે છે. કેટલેક ઠેકાણે ઢોલક પણ હોય છે. * એ તો ખુલ્લે ખુલ્લો ગુનો છે. વળી વધારે રાત એમાંજ ગાળવામાં આવે છે. સવારની નમાઝ કઝા થઈ જાય છે. ( ગાવામાં ) ગાયનની મતલબ પણ કેટલેક વખતે શરીઅતથી ઉલટી હોય છે એવું ગાવું અને ગવાડવું કેવી રીતે જાયઝ થશે ?

* અને હવે તો તેણીયો હાર્મોનીયમપર ગાય છે.

૪૪ બાબું બાઈ રહ્યા પછી દેહેજની તમામ ચીજો એકઠા થયલા લોકોની સામે લાવવામાં આવે છે. અને અકેક ચીજ સૌને દેખાડવામાં આવે છે. અને ઘરેણાની લીસ્ટ સૌને વાંચી સંભળાવવામાં આવે છે. તમે પોતે કહો કે એ પૂરેપૂરી રિયા છે કે નહીં ? એ ઉપ્રાંત ઓરતોનો પોશાક મર્દોને દેખાડવો કેટલી બેશરમીની વાત છે ? અને કેટલાક લોકો તો તેઓના વિચાર પ્રમાણે દીની હુકમ સારી રીતે એ પાળે છે તે દેહેજ દેખડાવતા નથી. તાળું દીધેલી પેટી અને માલની લીસ્ટ દઇ દે છે. પણ એમાં પણ રિયા જરૂર છે. બરાતીઓ પેટી લાવતાં જુએ છે કેટલાક તો માલની લીસ્ટ પણ મંગાવીને વાંચી જુએ છે. બીજું એ કે દુલ્હાને ત્યાં જે પરોણા એકઠા થાય છે તેઓને તે પેટી ખોલીને દેખાડવામાં આવે છે. એનાથી બચવાની રીત એજ છે કે દેહેજ સાથે મોક-લાયજ નહીં. પછી દરેક કામથી પરવાર્યા બાદ સૌ ચીજો પોતાની છોકરીને દેખાડીને સોંપી દેવાય. તેણીની મરજીમાં આવે ત્યારે તેણી લઇ જાય પછી સામટી એકજ વખત અથવા થોડી થોડી કરીને.

૪૫ સવા રૂપીયો ઘેડા ભંગીઆઓની વધામણી દેહેજના ખુંચામાં નાખવામાં આવે છે ઇનામ દેવામાં તેવોજ જોરજુલમ અહીં પણ સમજી લીઓ.

૪૬ હવે છોકરીની વિદાયગીરીનો દહાડો આવ્યો પાલખી અથવા ડોલી દરવાજા આગળ મુકીને દુલ્હનના બાપ, ભાઈ વિગેરેને તેણીના માથાપર હાથ મુક-વાને ઓરતોમાં બોલાવવામાં આવે છે. એ વખતે પણ ઘણું કરીને મર્દો અને ઓરતો એકબીજાની રૂબરૂ થઇ જાય છે. જેનું બુરૂં

હોવું જાહેર છે.

૪૭ પછી છોકરીને વિદાય કરીને પાલખીમાં બેસાડે છે અને અક્કલ (અને શરીઅત) થી ઉલટી રીતે સૌ કોઇ રડે છે (કેમકે ખુશીને વખતે રડવું એ બેવકૂફી છે). થઇ શકે છે કેટલાક (પાસેના સગાઓ)ને જુદાઇનો ગમ હોય, પણ ઘણા ખરા તો ફક્ત રસમ પાળવાને રડે છે, કે રખેને લોકો એમ કેહશે કે છોકરી એ લોકોને ભારે થઇ પડી હતી, તેણીને કાઢીને એ લોકો ખુશ થયા. અને એવું જુઠું રડવું નકામો ધોકો દેવો છે, જે કે અક્કલ અને શરીઅત બંનેથી ઉલટું અને ગુનો છે.

૪૮ કેટલીક જગ્યાએ દુલ્હાને કેહવામાં આવે છે કે ખોળામાં લઇને પાલખીમાં દુલ્હનને મુકે. તેઓનો એ હુકમ સૌની રૂબરૂ બજાવી લાવવામાં આવે છે. જો તે કમજોર હોય છે તો બેનો તેની એ કામમાં મદદ કરે છે. એમાં બેહયાઈ અને બેશરમી ઉપ્રાંત ઘણી ખરી ઓરતો સામે નીકળી આવે છે કેમકે એજ તમાશો જોવા તો એ ફરમાસ કરવામાં આવી છે. પછી કેટલીક વખતે તો દુલ્હન વધારે ભારે હોવાથી સંભાળી શકાતી નથી અને હાથોમાંથી છુટી જાય છે. અને બિચારીને કંઇ વાગી પડે છે. તેથી કરીને એ પણ જાયઝ નથી.

૪૯ દુલ્હનના દુપટાના એક છેડામાં કંઇ નગદી, બીજામાં હળદનો ગાંઠીયો, ત્રીજામાં જાયફળ અને ચોથામાં ચોખા અને લીલી ઘાસનું તણખણું બાંધી દે છે. એ શુકન અને ટોટકો છે, જે કે અક્કલથી ઉલટું હોવા ઉપ્રાંત શિર્કનું કામ છે.

૫૦ અને પાલખીમાં મિઠાઇની ટોપલી મુકી દે છે. જેને તેઓ કેવી રીતે વાપરે છે તે આગળ જતાં માલમ પડશે. અને તેની પરથીજ તેનું નકામું હોવું અને નાદુરસ્ત હોવું પણ જાહેર થઇ જશે.

૫૧ પેહલાં પાલખીને દુલ્હનના તરફવાળા ભોઇઓ ઉઠાવે છે અને દુલ્હાવાળાઓ તેના ઉપરથી કંઈ ઓવારીને લુંટાવવું શરૂ કરે છે. જો તેમાં કોઈ શુકનની અસર પણ તેઓ સમજતા હોય કે એણીના માથા પરથી તમામ આફતો ટળી ગઇ, ત્યારે તો અકીદાનો પણ બગાડો છે. નહિ તો નામ રિયા વિગેરેની નઇયત હોવી તો જાહેર છે જ. મતલબ એ કે એ કામ દરેક રીતે બુરૂં છે. વળી એ લુંટના લેનારા ભંગીયા હોય છે જેથી કરીને એ પણ નહિ કહી શકતા કે ચાલો સદકો કે ખેરાત કરવી મંજુર છે નહીં તો ગરીબો ગરજુઓને આપતે. ત્યારે એ એક તરેહનો નકામો ખરચો છે કે હકદારોને છોડી નાહકદારોને દીધા, વળી તેમાં કોઇને વાગી પડે છે. કોઇને તો ભીડના સબબથી અને કોઇને પોતેજ (તે ફેંકેલા) રૂપીઆ પૈસા વાગી પડે છે એ જુદી ખરાબી છે

૫૨ એ લુંટામણીમાંથી એક મુઠી તે ભોઇયોને દેવામાં આવે છે. અને બાકીના હકદાર ઢેડા ભંગીયાઓ છે. જોરજુલમથી લેવું નાજાયઝ છે, એ અહીં પણ સમજી લીઓ.

૫૩ જ્યારે લુંટામણી કરતાં શહેરની બાહેર પોંહચે છે, ત્યારે એ ભોઇઓ પાલખીને કોઇ બગીચામાં મુકીને પોતાની વધામણી સવા રૂપીયો લઇને ચાલ્યા જાય છે, તેજ ઇનામ લેવામાં જોરજુલમ કરવો અહીં પણ છે.

૫૪ અને દુલ્હનના સગાં વ્હાલાં જેઓ તે વખતે પાલખીની સાથે હોય છે, સૌને

વિદાય કરીને ચાલ્યા જાય છે. અને ત્યાં તે મિઠાઇની ટોપલી કાઢીને બરાતીઓમાં ખેંચા તાણીને વાસ્તે લુટાવી દેવામાં આવે છે. એમાં તે હદથી વધારે રસમને વળગવા ઉપ્રાંત ઘણી ખરી એ બેદરકારી થાય છે કે પરાયા મરદો પાલખીમાં ગમે તેવી રીતે હાથ નાંખીને તે ટોપલી લઈ લે છે. અને એ વાતની જરાએ દરકાર રાખતા નથી કે પરદો ખુલી જશે, અને હજામડી (કે જેણી દુલ્હનની સાથે પાલખીમાં બેસે છે તેણી)ને અથવા દુલ્હનને હાથ અડકાઈ જશે. અને કેટલાક આબરૂદાર દુલ્હા કે દુલ્હનના સગાઓ તેથી કરીને ગુસ્સે થઇ ભુંડું બોલે છે. જેથી કરીને કોઇ વખતે વાત વધી જાય છે. પણ એ ખરાબ રસમને કોઈ છોડતું નથી. તમામ તરેહની બેઆબરૂ અને ફજેતી પસરે છે. પણ તે રસમો છોડવી (મુસલમાનોને) મંજૂર નથી. (શરમ! શરમ!! શરમ!!!) ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઉન.

૫૫ રસ્તામાં જે પેહલી નદી* મળે છે ત્યારે તે નદી પર પોંહચીને ભોઇયો પાલખી મુકી દે છે, કે અમારી હકસાઇ દીયો તો અમે પેલે પાર જશું. અને એ હકસાઇ ઓછામાં ઓછી એક રૂપીયો હોય છે. જેને દરીયા ઉતરાઈ કહે છે. એ તેજ જોરજુલમનો (હરામ) ઇનામ છે.

૫૬ જ્યારે (દુલ્હાને) ઘેર પોંહચે છે ત્યારે ભોઇયો પાલખી નીચે મુકતા નથી જ્યાં સુધી કે તેઓને સવા રૂપીયો નહીં દેવાય. જો એ ઇનામ છે તો આ લેવામાં દબાણ કેવું અને જો મજૂરી છે તો મજૂરી મુજબ હોવું જોઇએ, કે જ્યારે કોઇની પાસે હોય દઈ દીએ. તેનો વખત મુકર્રર કરીને દબાણ કરવું રસમ પૂરી કરવા શિવાંય બીજું કંઇજ નથી. જેને હદથી વધારે રસમને વળગવું કહે છે.

૫૭ કેટલેક ઠેકાણે એ પણ દસ્તૂર છે કે દુલ્હાનો કોઈ સગો છોકરો આવીને પાલખી રોકી રાખે છે કે જ્યાં સુધી અમારૂ હક અમને મહીં મળશે ત્યાં સુધી પાલખીને ઘેરમાં જવા દેશું નહીં. એને પણ તેજ સખત રીતે રસમ પાળવી સમજવું.

૫૮ પાલખી આવવા પેહલાં આંગણાની વચ્ચે થોડીક જગ્યા લીપીને રાખવામાં આવે છે. અને તે પર લોટ પાથરી દેવામાં આવે છે. પાલખી સૌથી પેહલાં ત્યાંજ મુકવામાં આવે છે. દુલ્હનના પગનો અંગૂઠો તેમાં મુકાવી લે છે, ત્યાર પછી ઘરની અંદર લઈ જવામાં આવે છે. એમાં હદથી વધારે રસમ પાળવા ઉપ્રાંત શુકન પણ લેવા જાહેર છે. અને કાફેરોના રિવાજ પ્રમાણે ચાલવું અને અનાજનો બગાડો તેથી એ પણ નાદુરસ્ત છે.

૫૯ જ્યારે ભોઇયો ડોલી મુકીને ચાલ્યા જાય છે ત્યારે દુલ્હાની બેનો જ્યાં સુધી તેણીઓનો હક નહીં દેવાય ત્યાં સુધી વહુને ડોલીમાંથી ઉતરવા દેતી નથી. બલ્કે ઘણું કરીને દરવાજો બંધ કરી લીએ છે. એના અર્થ એ છે કે જ્યાં સુધી અમને અમારી ફી અથવા હક નહીં દેશો ત્યાં સુધી અમે દુલ્હનને ઘરમાં પેસવા દેશું નહીં. એ પણ ઇનામમાં જોરજુલમ છે.

૬૦ એ પછી દુલ્હાને બોલાવી ડોલીની પાસે ઉભો રાખવામાં આવે છે, અને એ રસમ ઘણી જરૂરી માનવામાં આવે છે અને એ (પણ) એક તરેહના શુકન લેવા છે.

જેથી અકીદામાં બગાડો માલમ પડે છે. અને ઘણું કરીને તે વખતે પરદાવાળી ઓરતો પણ બેદરકારીથી આવીને ત્યાં સામે ઉભી થઇ જાય છે.

૬૧ ઓરતો સંદલ (સુખડ) અને મેંદી પીસીને લઈ જાય છે અને દુલ્હનના જમણા પગ અને પાંસળીપર અકેક ચાંદલો લગાડે છે. એ ખુલ્લો ટોટકા (ડુમણ) અને શિરક છે.

૬૨ તેલ અને અડદ ઓવારીને ભંગીને દેવામાં આવે છે. અને ડોલાના ચારે પાયા પર તેલ છાંટવામાં આવે છે એમ કરવાનું કારણ તેજ અકીદાનો બગાડો છે.

૬૩ અને તે વખતે એક બકરૂં ભરવાડ પાસે મંગાવી દુલ્હો અને દુલ્હનપરથી ઓવારીને તેજ ભરવાડને એક કે ચાર આના સાથે દઇ દેવામાં આવે છે જુઓ! આ કેવી નકામી વાત છે. જો બકરૂં ખરીદ્યું હોય તો તેની કીંમત કયાં દેવામાં આવી અને એમજ હોય તો વારૂ એટલી કીંમતે બકરૂં મળશેજ કેમ? અને જો ખરીદ કીધો નથી તો તે ભરવાડનો માલ છે. પરાયા માલને સદકો કરવાની શી મતલબ? એ તો તેજ કેહવત થઇ કે "હલવાઇની દુકાનપર નાનીકા શરાધ." વળી સદકા દેવાયો પણ કોને? ભરવાડને. વાહવાહ! ઠીક!! મતલબ એકે તદન ખોટી રસમ છે, અને તદન શરીઅતના હુકમોથી ઉલટી.

૬૪ તે પછી વહુને ઉતારીને ઘરમાં લાવવામાં આવે છે, અને એક ચટાઇ પર કિબલા તરફ મોં કરીને બેસાડવામાં આવે છે અને સાત સોહાગણો મળીને થોડી થોડી ખીર વહુના જમણા હાથપર મુકે છે. પછી તે ખીરને એક સોહાગણ પોતાની જીભે ચાટી લે છે. એ રસમ તદન શુકન અને ફાલથી મળીને બની છે. જેનું કારણ અકીદાનો બગાડો છે. અને કિબલા તરફ હોવું બડું બરકતની વાત છે. પણ એ મસઅલો ફકત એવાજ ધર્તીંગોમાં વાપરવા વાસ્તે રહી ગયો છે. અને પછી ગમેતો આખી ઉમર નામઝ પણ પઢવાનો ઇરાદો થયો નહીં હોય. અને જ્યારે તે રસમ ફરજ કરતાં વધારે જરૂરી માનવામાં આવે અને એમ નહીં કરવાનો બુરા શુકન ગણાય તો એ પણ શરીઅતની હદથી વધી જવું છે તેથી કરીને એ પણ જાયઝ નથી કેટલેક ઠેકાણે અહીં પણ દુલ્હો (દુલ્હનને) ખોળામાં લઇને (પાલખી કે ડોલીમાંથી) ઉતારે છે. એની બુરાઇયો ઉપર બયાન થઈ ચુકી.

૬૫ એ ખીર બે રકાબીયોમાં કાઢવામાં આવે છે જેમાંની એક તો ડુમણીને (શાબાશ છે ડુમણી તને! જ્યાં જોઇયે ત્યાં તું તો મોજુદ છે), બીજી હજામડીને કેટલાક ઇનામ સાથે કે જે લગભગ અઢી આના જેટલો હોય છે આપવામાં આવે છે. એ સો ફકત રસમ પાળવી અને ધતીંગ છે.

૬૬ એ પછી એક કે બે મણ ખીર જમાતમાં વહેંચાય છે જેમાં રસમ પાળવા ઉપ્રાંત રિયા અને નામની મોટાઇ વગર બીજું કંઇ નથી.

૬૭ એ પછી વહુનો મોં ખોલવામાં આવે છે. [illegible] પેહલાં સાસુ અથવા કુટુંબમાં [illegible] વધારે ઘરડી હોય છે તે વહુનો મોં જુએ છે અને મોં દેખડામણી કંઇ દે છે. [illegible] વહુની સાથે આવેલી ઓરતના [illegible] થાય છે. એ રસમ એવી સખ્ત [illegible] કે જેણીની પાસે મોં દેખડામણી [illegible] નહીં હોય તેણી કદી તેણીનો મોં જોઇ શકતી નથી. કેમકે

મ્હેંણાઓનો એવો ભાર તેણીના ઉપર મુંકવામાં આવે કે તેણી કદી પણ ઉઠાવી શકેજ નહીં, મતલબ એકે તેને વાજેબ ગણી રાખેલું છે. જો કે સાફ રીતે શરીઅતની હદથી વધી જવું છે. ફરી એનું કોઇ ચોક્કસ કારણ માલમ પડતું નથી, કે તે બિચારી (વહુ) ને માથે મોંપર હાથો અથવા હાથો પર મોં મુકવું કેમ ફરઝ કરી રાખેલું છે, અને ફરઝ પણ કેવું કે કોઇ નહીં કરે તો તમામ જમાતમાં તેણી બેશરમ, નિરલજ, બેહયા મશહુર થઇ જાય, એટલુંજ નહીં પણ એવી તાજુબી તેઓને લાગે કે જાણે કોઇ મુસલમાન કાફેર બની જાય હવે તમેજ કહો કે એમાં પણ શરીઅતથી વધી જવું છે કે નહીં? એ રસમમાં ઘણી ખરી બલકે તમામ દુલહનો નમાઝો કઝા કરી નાંખે છે. * જો સાથે આવેલી ઓરતે તક જોઇને પઢાવી દીધી તો ઠીકજ છે, નહીં તો ઓરતોના મઝહબમાં તો તેણીને એ વાતનીજ રજા નથી કે પોતે ઉઠીને અથવા કોઇને કહીને નમાઝનો બંદોબસ્ત કરે. તેણીને તો આમતેમ જરા પણ હાલવું કે બોલવું. ચાલવું ખાવું-પીવું, જો બદનમાં ખજવાળ થાય તો ખજવાળવું, જો બગાસો કે આળસ કાઢવી પડે તો બગાસો ખાવાં કે આળસ કાઢવી, ઉંઘ આવે તો સૂવું, પેશાબ કે ઝાડો લાગે તો તે થઈ જતો હોય તોપણ કોઇને ખબર કરવી, પણ એ ઓરતના મઝહબમાં હરામ છે, બલકે કુફર છે. એજ વિચારને લીધે દુલહન બે ચાર દહાડા અગાઉથી તદન ખાવું પીવું છોડી દે છે, કે રખેને પેશાબ ઝાડાની હાજત નહીં થઇ જાય, કે જેથી સો લોકોમાં તેણી બદનામ થઈ જાય.

ખોદા જાણે એ બિચારીએ એવો કયો સખત ગુનો કીધો હતો કે બિચારીને એવી દુકાળની કોઠડીમાં પૂરવામાં આવી. તમે પોતે વિચાર કરો કે એમાં એક મુસલમાનને વગર કારણે તકલીફ દેવી છે કે નહીં. ત્યારે ( એ રસમ પાળવાની ) રજા કેવી રીતે (શરીઅતમાં) થઇ શકે છે? અને યાદ રાખવું કે નમાઝો કઝા થવાનો ગુનો તેણીનો તો થાય છેજ પણ સાથે તે ઓરતોને પણ તેટલોજ ગુનો થાય છે કે જેણીઓને લીધે એ રસમો હજી જારી રહે છે તેથી કરીને એ સો ધતીંગો મટાડવા જોઇએ, અને કેટલાક શેહરોમાં તો એવી ખોટી રસમ છે કે કુટુંબના તો મરદો પણ દુલહનનું મોઢું જુએ છે. ખુદાથી અમે માફી માંગીએ છીએ અને અલ્લાહ પાક અમને બચાવે.

૬૮ એ સો ઓરતો મોઢું જુએ છે તે પછી કોઇનું બચ્ચું તેણીના ખોળામાં બેસાડે છે, અને કંઈ મીઠાઈ દઇને તે બચ્ચાંને ઉઠાવી લે છે તેજ નકામા ફાંફા અને શુકન લેવા પણ એ સો કરતાં પણ થાય છે શું કે કેટ[illegible] કને [illegible] ઉમરમાં [illegible]ક વખતે પણ બચ્ચું [illegible] નથી તોબા તોબા કેવા ખરાબ વિચારો.

૬૯ એ પછી વરને ઉઠાવીને પલંગપર બેસાડે છે પછી કજામડી દુલહનના જમણા પગનો અંગુઠો ધુએ છે અને રૂપીયો કે આઠઆની જે વહુના એક છેડામાં બાંધેલી હોય છે તે નગદી કજામડીને આ અંગુઠા ધોવડામણીના બદલામાં દેવામાં આવે છે. એમ પણ જણાય છે કે એ પણ એક તરેહનો શુકન છે.

---

* ખોદા પાક મુસલમાનોને એવી દુલહનો જેવી નસીબ કરે કે જેઓ નમાઝ પઢતી હોય, અહીં તો નમાઝજ કોઈ પઢતી નથી તો નમાઝ કઝા થવાની તો વાતજ શી?

૭૦ દુલ્હનના આવ્યા પછી શકરાનાના બે ખુનચા એક દુલ્હનને માટે અને એક જે હજામડી દુલ્હનની સાથે આવે છે તેને વાસ્તે બનાવવામાં આવે છે તે વખતે પણ તેજ સોહાગણો મળીને તે બિચારી ભૂખીને લલચાવવા વાસ્તે તેમાંથી થોડું લઇને તેના મોંને લગાડે છે અને બીજી સૌ મળીને તે ખાઈ જાય છે (શાબાશ! શાબાશ!) એ સૌ શુકન માલમ પડે છે

૭૧ પછી દુલ્હાવાળાઓની હજામડી દુલ્હનવાળાઓની હજામડીના હાથ ધોવડાવે છે એ હજામડી પોતાના શેઠના હુકમ મુજબ કંઇ નગદ હાથ ધોવડામણી દે છે અને ખાવું શરૂ કરે છે. એમાં પણ તેજ રસમને વળગી રહેવું.

૭૨ ખાણું ખાતી વખતે ડુમણીઓ ગાળો ગાય છે. (કમનસીબો ઉપર ખોદા પાકની ફિટકાર) અને એ હજામડીથી વધામણી લે છે વાહવાહ! ગાળો પણ સાંભળો અને વળી ઇનામ દીઓ એ બેવકૂફાઈની પણ કંઈ હદ નથી. ખોદા બચાવે.

૭ જ્યારે દેહેજ ખોલવામાં આવે છે ત્યારે એક પોશાકનો જોડો સાથે આવેલી હજામડીને દે છે. અને એક પોશાકનો જોડો જેટલી બેનો હોય તેણીઓ પોતામાં વ્હેંચી લે છે. વાહવાહ! કેવું સારૂં જોરજુલમ છે (કેહવત છે કે) "માન ન માન મેં તેરા મેહમાન". જો કોઇ કહે કે એ જોરજુલમ નથી. એને તો સૌ કબુલ રાખે છે. ત્યારે તેનો જવાબ એ છે કે જ્યારે તેણીઓ જાણે છે કે નહીં કબૂલ રાખવાથી ફજેતી થશે. હવે જોરજુલમથી કબૂલ રાખવું તો તે માણસ પણ કબૂલ રાખે છે કે જેની કોઇ ચીજ ચોરાઇ ગઈ હોય, અને તે બિચારો મુંગે મોંઢે બેસી રહે છે. અથવા કોઇ જુલમી માણસ તેનો માલ છીનવી લે છે અને તે બાપડો તેનાથી બીને કંઇ બોલતો નથી. એવી રીતે કબૂલ રાખવાથી (લેનારને) કોઇનો માલ હલાલ થઇ જતો નથી. એવીજ રીતે કેટલેક ઠેકાણે એવા રિવાજ પણ છે કે દેહેજમાં પૈસા મુકવાની થેલીઓ કમરપટા વિગેરે પણ હોય છે. જેને સૌ બેનો મળી પોતામાં વ્હેંચી લે છે. અને ભાગ પડતી દુલ્હનને પણ આપે છે.

૭૪ રાતનો વખત એકાંતને વાસ્તે હોય છે જેમાં કેટલીએક બેશરમ ઓરતો (બાકાં વિગેરેમાંથી દુલ્હા અને દુલ્હનને) ઝાંકીને જુએ છે. અને હદીસમાં બયાન થયલા હુકમ મુજબ (ખોદા પાકની) લઅનતમાં દાખેલ થાય છે.

૭૫ સવારે બેશરમીની વાત એ થાય છે કે રાતનું બિછાનું અને તેનાપરનું પાથરેલું લુંગડું વિગેરે જોવાય છે. અને એથી વધારે બેહયાઇની વાત એ છે કે તે બિછાનાને આખા કુટુંબમાં હજામડી લઇને (દેખાડતી) ફરે છે કોઇનો છુપો મામલો જાણવો તદન હરામ છે. અને તેમાં ખાસ કરીને એવી શરમભરેલી વાત લોકો આગળ દેખાડતાં ફરવું સૌ જાણે છે કે કેટલી નિર્લજપણાની વાત છે. પણ અફસોસ છે કે આ ટાકણાપર કોઇને પણ એ વાત નાપસંદ નહીં માલમ પડતી. અલ્લાહ પાક બચાવે (આમીન).

૭૬ અસર અને મગરિબની વચ્ચે (સાંજના) વહુનું માથું ઉઘાડવામાં આવે છે. અને તે વખતે ડુમણીયો ગાય છે. અને તેણીઓને સવા રૂપીયો અથવા પાંચ ટકા સેંતો બરામણી અને માથું ઉઘડામણીને નામે આપવામાં આવે છે. એમાં પણ તેજ

રસમને વળગી રેહવું અને ભજાની આપવાની બુરાઈ હાજર છે.

૭૭ વહૂ આવે તેના એક દહાડા અગાઉ તેણીના સગાં વ્હાલાં બેચાર ગાડીયો અને મિઠાઇ વિગેરે લઇને આવે છે. એ આવવાનું નામ ચોથી છે. એમાં પણ તેજ રસમ પાળવાની ખોડ લાગેલી છે. એ ઉપ્રાંત એ રસમ કાફેરોની છે. અને કાફેરોની માફક રસમ પાળવી મના છે.

૭૮ વહુના ભાઇયો ઘરમાં બોલાવવામાં આવે છે. અને તેઓ વહુની પાસે જુદા મકાનમાં બેસે છે. ઘણી વખતે તેઓમાં કેટલાક શરીઅતના હુકમ મૂજબ નામહરમ (જેવાકે કાકાભાઈ મામાભાઇ વિગેરે) હોય છે. પણ એ વાતની જરાએ દરકાર રાખવામાં આવતી નથી, કે એકાંત ઘરમાં નામહરમની સાથે અને તેપણ વળી શણગાર કરીને કેટલો મોટો ગુનો અને બેશરમીની વાત છે. તેઓ વહુને કંઈ નગદ દીએ છે, અને થોડીક મિઠાઇ ખવાડે છે. અને ગોદીની પોશાક, તેલ અને અત્તર સાથે ઘેડ બંગીયાઓના ખરચ સાથે ઘરમાં (ઓરતામાં) મોકલી દે છે. એ પણ તેજ સખત રીતે રસમને વળગી રહેવામાં દાખલ છે.

૭૯ જ્યારે હજામ હાથ ધોવડાવવા આવે છે ત્યારે તે પોતાની વધામણી વધારેમાં વધારે સવા રૂપીયો અને ઓછામાં ઓછી ચાર આના લઇને હાથ ધોવડાવે છે? ખોદાપાક અને બંદાઓના જેટલા હકો છે તેમાં મોડું થઈ જાય, પણ એ ઘડી કાદેલી હકસાઈ કે જે ખરૂં જોતાં નાહક છે તેમાં શું તાકાત કે જરા પણ ફરક પડે! બલ્કે એ તો પેહલાંજ વસૂલ કરવામાં આવે છે. પેહલાં એનું ફરજ ચૂકવી દીઓ પછી ખાણું ખાવો. ખોદાથી અમે માફી માગીએ છીએ. પરોણાઓથી પૈસા લઇને ખાણું ખવડાવવું એ એવાજ અક્કલના ભંડારોનું કામ છે. એ પણ હદથી વધારે રસમને વળગવી અને શરીઅતની હદથી વધી જવું અને ઇનામ લેવામાં જોરજુલમ કરવું છે.

૮૦ ખાણું ખાતી વખતે ચોથીવાળાઓની ડુમ ઓ બારણામાં બેશીને અને ગાનું ગાઇને પોતાની વધામણી લે છે. ખોદા પાક તમને પકડે! એવાજ લેનારા અને એવા દેનારા! માંગનારા (ભિખારીઓ)ને ખુશામત અને દેઅ ગો આપતાં પણ એક પૈ દેવામાં નહી આવે, અને આ ઘતીંગીઓની ગાળો ખાઇને રૂપીઆ બક્ષીશ અપાય! વાહરે રિવાજ! તું પણ કેવો જોરાવર છે! ખોદા પાક તમને અમારા મુલકથી નાબુદ કરે (આમીન)!

૮૧ બીજે દહાડે ચોથીનો પોશાક પેહરાવીને મિઠાઇ સાથે કે જે વહુના ઘેરથી આવી હતી તે વહુને વિદાય કરવામાં આવે છે, વાહ વાહ! વારૂં આ મિઠાઇ મોકલવાથી અને ફરી પાછી લઈ જવાથી ફાયદો શું થયો? રખેને એમ હશે કે એ મુબારક ઘરથી મિઠાઇમાં બરકત આવી જતી હશે, અને તેથી કરીને મોકલવામાં આવી હશે, વિચારો તો ખરા કે રસમ પાળવામાં અક્કલ પણ જતી રહે છે. અને રસમને વળગી રેહવાનો ગુનો અને જોખમ તો જુદાં રહ્યાં.

૮૨ અને વહુની સાથે દુલ્હો પણ જાય છે. અને વિદાય કરતી વખતેજ તેજ ચારે ચીજો છોડઓમાં બાંધી દેવામાં આવે છે. જે ચીજો વિદાય થતી વખતે ત્યાંથી બાંધી દેવામાં આવી હતી. એ પણ નકામો શુકન છે.

૮૩ ત્યાં ગયા પછી જ્યારે વહુને ઉતારવામાં આવે છે ત્યારે તેણીનો જમણો અંગુઠો હજામડી ધુએ છે અને તે આઠ આની કે રૂપીયો કે જે દુલ્હનના એક છેડામાં બાંધેલો હોય છે તે લઇ લે છે તેજ શુકન અહીં પણ લેવાયો.

૮૪ જ્યારે દુલ્હો ઘરમાં જાય છે ત્યારે સાળીઓ તેનો જોડો સંતાડી જોડા સંતાડવાના નામથી ઓછામાં ઓછો એક રૂપીયો લે છે. શાબાશ! ચોરી કરી ઇનામ મેળવવો! પેહલાં તો એવી નકામી હાંસી કે કોઇની કોઇ ચીજ સંતાડે, એ વિશે હદીસમાં મનાઇ આવેલી છે. વળી મજાખ ઠઠ્ઠામાં એ વાત જરૂર બને છે કે શરમ રેહતી નથી પરાયા મરદ સાથે એવી રીતની દોસ્તી વધારવી એ પોતેજ શરીઅતથી નાદુરસ્ત છે. વળી એ ઇનામને પોતાનો ખરેખરો હક સમજવો એ પણ જોરજુલમથી લેવું અને શરીઅતની હદથી વધી જવું છે કેટલેક ઠેકાણે જોડા સંતાડવાની રસમ તો નથી પણ ઇનામ તો બાકી છે. એ કેવી નકામી વાત છે?

૮૫ એથી વધારે ખરાબ કામ ચોથીનું રમવું છે. જો કે કેટલાક શેહેરોમાં જારી છે. એમાં જે બેશરમી અને ફજેતી થાય છે તે બયાન કરવા લાયક નથી વળી જેઓની ઓરતો એ ચોથી રમવામાં શામેલ હોય છે તેણીઓના ધણી એ વાત જાણતા હોવા છતાં એનો બંદોબસ્ત અને મના નહીં કરવાને લીધે ભડવા બને છે. અને એ ઉપ્રાંત કાફરોની સાથે મળતાપણું એ જુદો ગુનો છે, અને એમાં કોઇ કોઇ વખતે એવું સખત વાગી જાય છે, કે માણસ તળવળી ઉઠે છે. એનો ગુનો જુદો થયો.

૮૬ જ્યારે દુલ્હો આવે છે ત્યારે ત્યાંનો હજામ તેનો જમણો અંગુઠો ધોઇને પોતાની હકસાઇ લે છે, જો કે લગભગ એક રૂપીયો હોય છે. અને વળી ઘેડા ભંગીયાઓની ખરચી ઘરમાં દેવામાં આવે છે એ સૌ શુકન અને હદથી વધારે વળગવામાં દાખેલ છે. એ સૌ ટાંકણાઓમાં હજામની હકસાઇ સૌ કરતાં વધારે ગણવામાં આવે એ હિંદુઓની રસમ છે. તેઓના રસમો રિવાજોમાં હજામભાઇનું વધારે ચલણ છે તેથી તેને દરેક કામમાં દાખેલ કરવામાં આવે છે. જાહેલ મુસલમાનોએ તેઓના હકો તો હિંદુઓથી લીધા પણ પગાર તો બિચારાઓનો તેજ રાખ્યો કે જે ઘણીખરી જગ્યાએ તદ્દન નકામું દેવું લેવું જ છે; જ્યાં કોઇ પણ કારણ શરીઅતથી નીકળી શકતું નથી.

૮૭ હવે ખાવાનો વખત આવ્યો એટલે દુલ્હામીયાં તો રીસાઇ બેઠા છે. પછી ગમે ટેટલા કાલાવાલા અને આજીજીઓ કરો પણ ખાવા તરફ તેવણનો હાથ વધતેજ નથી, કે જ્યાં સુધી અમને નહીં દેશો ત્યાં સુધી અમે ખાશું નહીં. જ્યારે અમારો હક ચુકવશો ત્યારે ખાશું. વાહ વાહ! શું અક્કલની ખૂબી છે? કે ખાણું પણ ખાઇ જાય અને વળી ઉપરથી દાંત ઘસામણી પણ માંગે. આ ધતીંગમાં શરમ અક્કલ અને માણસાઇ સૌને કોરે મુકી દેવામાં આવે છે. એમાં પણ ઉપકારમાં જોરજુલમ કરવો અને દેવામાં રિયા અને નામ કરવો મતલબ હોય છે તેથી એ પણ નાજાયઝ છે.

૮૮ બે ચાર દહાડા પછી ફરી દુલ્હાવાળા દુલ્હા અને દુલ્હનને લઇ જાય છે. એને (હિંદુસ્તાનમાં) બહોડા કહે છે. અને એમાં પણ તેજ રસમો કરવામાં આવે છે કે જે ચોથીમાં કરવામાં આવી હતી જે ખુ-

શાઇ અને ગુનાહો તેમાં હતાં તેજ એમાં પણ સમજી લેવા.

૮૯ તે પછી વહુના પીએરથી કેટલીએક ઓરતો તેણીને લેવા આવે છે. અને પોતાની સાથે ખજૂરો લાવે છે. એમાં પણ તેજ રસમ હદથી વધારે પાળવી સમજી લેવી.

૯૦ એ ખજૂરો આખી જમાતમાં વ્હેચવામાં આવે છે તેજ રિયા અને નામની મોટાઈ.

૯૧ ફરી જ્યારે તેણીઓને અહીંથી વિદાય કરવામાં આવે છે ત્યારે પણ ખજૂરો સાથે મોકલવામાં આવે છે. એ પણ તેજ સખત રસમ પાળવી.

૯૨ અને તે ખજૂરો બાપને ઘેર ગયા પછી જમાતમાં વ્હેંચી દેવામાં આવે છે. તેજ મોટાઇ અને રિયા અહીં પણ.

૯૩ એ પછી જો શબબરાત કે મોહર્રમ થાય તો બાપને ઘેરજ થવો જોઇએ. એ રસમ કઈ આયત અને કઇ હદીસથી સાબેત છે? એનું કારણ ફક્ત જહાલતનો એક વિચાર છે, કે મોહર્રમ અને શબબરાતને, ખોદાની પનાહ, તેણીઓ નામુબારક ગણે છે* તેથી કરીને દુલ્હાને ઘેર હોવું સારૂં ગણુતી નથી.

૯૪ અને રમઝાનનો મહિનો પણ ત્યાંજ ગાળવામાં આવે છે. ઇદને લગભગ સવારી મોકલીને વહુને બોલાવવામાં આવે છે. મતલબ એ કે જે તેહવારો ગમ, ભૂખ, અને તકલીફના છે, જેવો કે મોહર્રમ કે એ મહિનો ગમ અને દલગીરીનો ગણાય છે, અને રમજાનમાં ભૂખ અને તરસનું હોવું જાહેર છે, અને શબેબરાતને જાહેલો જલતા બલતા (હિંદુસ્તાનમાં) કહે છે. મતલબ એ કે એ દહાડા બાપના ભાગના અને ઇદ જે ખુશીનો તેહવાર છે તે સાસરે થવો જોઇએ. લાહોલા વલા કુવ્વત ઇલ્લાહ બિલ્લાહ.

*કુરઆને પાકમાં જે દહાડાઓથી એ મહિનાઓ મુબારક ગણાયા છે એટલે મોહર્રમની ૧૦ મીને કુરઆનમાં 'યૌમુઝ ઝીનત" અને શબબરાતની ૧૫મી રાતને લયલતીમ મુબારકતિન ખુદાપાક ફરમાવે, જનાબ રસૂલે ખુદા (સલ) એ મહિનાઓની મોટાઇ અને તઅઝીમની હદીસો બયાન ફરમાવે, અફસોસ કે તે મહિનાઓને મુસલમાનો નામુબારક ગણે!

૯૫ અને ત્યાંથી બે ત્રણ મણ ચીજો જેવી કે સેવ, આટો, મેવો વિગેરે મોકલવામાં આવે છે. અને દુલ્હા દુલ્હનનો પોશાક, કંઇક નગદી કે જેને (હિંદુસ્તાનમાં) ઘી. કહે છે જેની સાથે કેટલીક મિઠાઇ પણ મોકલવામાં આવે છે. એ એવો જરૂરનું ફરઝ છે કે અગર જો વ્યાજુ કરજો લેવો પડે પણ એ ફરઝ કઝા નહિ થાય. અને જાહિર છે કે એ કામમાં શરીઅતની હદથી વધી જવું છે.

૯૬ નિકાહ પછી એક કે બે વરસ સુધી વહુની વિદાયગીરીને વખતે કંઇક મિઠાઇ અને નગદ અને પોશાકનો જોડો વિગેરે બન્ને તરફથી વહુની સાથે મોકલવામાં આવે છે અને સગા વ્હાલાઓમાં પણ ખૂબ મિજબાનીઓ ઉડે છે. પણ જો દંડ થયો હોય તેવી મિજબાની કે જેમાં નામ ખરાબ થાય નહીં અથવા મોટાઇ અને નામ થવાની મતલબ હોય છે અને તેમાંજ એ ધતીંગો કરવામાં આવે છે. ફરી તેના બદલામાં મિજબાની લેવાનો વિચાર રહે છે, એટલુંજ નહીં પણ કેટલેક વખતે તો પોતે મ્હેણા મારીને અને તકાઝા કરીને મિજબાનીઓ ખાય છે.

મતલબ એ કે થોડા દહાડા સુધી તો એ જૂઠી કે સાચી આવજાવ થયા કરે છે પણ એ

પછી કોઈ કોઇને પૂછતું નથી સો ખુશીયો ફરનાસ અને જુઠી હાજીહા કેહનારા અલગ થઇ જાય છે. હવે જે દુઃખ આવી પડે તે ખમા કરો અફસોસ! જેટલો પૈસો નકામો ઉડાવ્યો છે તેટલા પૈસાથી જો એ બંને વાસ્તે કોઇ મિલકત ખરીદવામાં આવતે અથવા વેપાર શરૂ કરી દેવામાં આવતે તો કેટલો આરામ થાતે સો ખરાબીઓ એ રસમો પાળવામાંજ છે.

૯૭ બંને તરફની મિઠાઇ બંનેની જમાતમાં વ્હેંચી દેવામાં આવે છે જેની મતલબ તેજ રિયા છે. અને જો તે મિઠાઈ એટલી હોય છે કે સોમાં વ્હેંચી દેવાને પુરતી હોતી નથી તો પોતાની પાસેથી મંગાવી તેમાં ભેળી દેવામાં આવે છે. એ પણ દંડ છે.

૯૮ કેટલેક ઠેકાણે કંગણું બાંધવાનો પણ રિવાજ છે, જે કે કાફેરોની રસમ હોવાને લીધે મના છે*

૯૯ કેટલેક ઠેકાણે આરસો અને કુરઆને શરીફ દેખાડવાની પણ રસમ છે તેમાં પણ ઘણી તરેહની ફજેતીઓ છે, જે તદન અક્કલ અને શરીઅતથી ઉલટા કામો છે.

૧૦૦ કેટલેક ઠેકાણે શણગાર અને આતશબાજીની ધુમધામ પણ હોય છે જે તદન મોટાઇ અને મોલને નકામું ખરચવું છે જેના હરામ હોવામાં કંઇ પણ શક નથી.

૧૦૧ કેટલેક ઠેકાણે હિંદુસ્તાની (જેવા કે ઢોલ, તાંશો, નગારાં, ઝાંઝવાલા-દફ) અને અંગ્રેજી (જેવાં કે બેન્ડ, હારમોનીયમ, ફિડલ, કાનસરટીના વિગેરે) વાજાં હોય છે જેઓનું હરામ હોવું હદીસમાં મોજૂદ છે. અને કેટલેક ઠેકાણે નાચ પણ હોય છે. જેનું હરામ હોવું ઉપર બયાન કરી દેવામાં આવ્યું છે.

૧૦૨ કેટલાક મહિના અને તારીખો અને વરસોને તેણીઓ મનહુસ ગણે છે. જેમકે અઢારમા વરશને મનહુસ ગણે છે. અને તેમાં શાદી કરતા નથી. એ અકીદો પણ તદન અક્કલ અને શરીઅતથી ઉલટો છે.

૧૦૩ કેટલેક ઠેકાણે દેહેજના પલંગમાં ચાંદીના પાયા, ચાંદીની સુર્મેદાણી, (ચાંદીની) સલાઇ, (ચાંદીના) કટોરા વિગેરે આપવામાં આવે છે જેને વાપરવું તદન હરામ છે. હદીસમાં ખુલ્લે ખુલ્લી એની મનાઇ આવેલી છે, તેથી કરીને તેને દેવું પણ હરામ છે. કેમકે એક હરામ કામમાં મદદ આપવી તે કામ કરવા સરખું છે.

એ સો સો કરતાં વધારે રસમો છે કે જેમાં કોઇમાં એક અને કોઇમાં બે અને કોઇમાં ચાર કે પાંચ અને કેટલાકમાં તો બતરીશ સુધી ગુનાહો એકઠા થાય છે. જો દરેક રસમમાં ત્રણ ત્રણ ગુનાહોનોજ અડસટ્ટો રાખીએ તો આજ કાલની શાદીઓમાં ત્રણસો કરતાં વધારો ગુનાહો સામટા કરવામાં આવે છે. જે નિકાહમાં ત્રણસોથી વધારે વખત શરીઅતના હુકમોથી ઉલટા ચાલવામાં આવ્યું હોય તેમાં ભલાઇ અને બરકત થાયજ કયાંથી? મતલબ એ કે એ રસમો નીચે લખેલા ગુનાહોથી ભરપૂર છે:—

૧ માલ નકામો ઉડાવવો.

૨ હદથી વધારે નામના અને નામની મોટાઇ.

૩ સખત રીતે રસમને વળગી રેહવું.

૪ કાફેરોના જેવા કામો કરવા.

---

* મિરકાત શરીફની ઉર્દુ શરેહ મઝાહેરે હક અને તોહફતુંઝ ઝોજૈન માં કિતાબોના હવાલાઓ ... ... જેવા લાયક ... છે.

૫ વ્યાજુ કરજ અથવા વગર જરૂરે કરજો લેવો.

૬ ઇનામ અને ઉપકાર ( અર્થે અ-પાતી ચીજ ) ને જોરજુલમથી લેવી.

૭ પડદો નહીં કરવો.

૮ શિર્ક અને અકીદાઓનો બગાડો.

૯ નમાઝો કઝા થઇ જવી, અથવા ( નમાઝો ) મકરૂહ વખતે પઢવી.

૧૦ ગુનાહોમાં મદદ આપવી.

૧૧ ગુનાહોને વળગી રેહવું, અને તે ગુનાહોને સારા ગણવા કે જે ગુનાહોની કુરઆન અને હદીસમાં ખુલ્લે ખુલ્લી બુરાઇ બયાન થયલી હોય. જેનું થોડું બયાન અહીં પણ લખવામાં આવે છેઃ—

ખોદા પાકે ફરમાવ્યું કે નકામા ઉડાવો નહીં. બેશક અલ્લાહ તઆલા નકામા ઉ-ડાવનારાઓને દોસ્ત રાખતો નથી. બીજે ઠેકાણે ફરમાવ્યું કે નકામા ઉડાવનારા શેતાનના ભાઈ છે. ( ૧૫ મા પારાનો ૩ જો રૂકૂઅ ) અને શેતાન પોતાના રબનો શુકર બજાવી લાવનારો નથી. અને હદીસમાં જનાબ ર-સૂલુલ્લાહે ( સલ ) ફરમાવ્યું કે " જે મા-ણુસ ( લોકોને ) દેખાડવાને કોઇ કામ કરશે તો અલ્લાહ પાક તેને દેખાડશે " એટલે તેની ફજેતી ( દુન્યા કે આખેતરમાં ) તેને દેખાડશે. " અને લોકોને સંભળાવવા વાસ્તે કોઇ કામ કરશે તો તેની એબો, ખોદા પાક કેયામતને દહાડે સંભળાવશે. "

કુરઆને શરીફમાં છે કે ખોદા પાકની હદોથી આગળ વધો નહીં. (૨ જા પારાનો ૧૩ મો રૂકૂઅ ). એનાપરથી જણાય છે કે જે ચીજ શરીઅતમાં જરૂરી ગણાયલી નથી તેને જરૂરની ગણવી અને તેને હદથી વ-ધારે વળગી રેહવું નાજાયઝ છે. કેમકે તેમ કરવાથી ખોદા પાકની હદથી વધી જવું છે.

અને હદીસ શરીફમાં છે કે " લઅનત કીધી રસૂલુલ્લાહે ( સલ ) વ્યાજ લેનાર અને વ્યાજ દેનારના ઉપર " અને આપે ( સલ ) ફરમાવ્યું કે " બંનેનો ગુનો સરખોજ છે ". અને કરજો લેવાને વાસ્તે પણ હદીસોમાં ઘણી બુરાઇયો બયાન થયલી છે, અને મનાઈ કરવામાં આવી છે. તેથી કરીને વગર જરૂરે (કરજ લેવો) પણ ગુનો છે અને હદીસ શ-રીફમાં છે કે " કોઇ પણ માણુસની રાજી ખુશી વગર તેનો માલ લેવો હલાલ નથી ". તેના ઉપરથી જણાઈ આવ્યું કે કોઈ પણ તરેહનો જોરજુલમ કરીને તેને લાચાર ક-રીને તેનાપર દબાણ કરીને લેવું હરામ છે.

અને હદીસ શરીફમાં છે કે " લઅનત કરે અલ્લાહપાક જોનારપર અને જેના ત-રફ જોવાય તેનાપર ". એના ઉપરથી પડદો નહીં કરવાની બુરાઈ અને તેનું હરામ હોવું સાબેત થયું કે જોનારપર પણ લઅનત થાય છે અને જેણી સામે આવે અને એ વાતમાં બેદરકારી વાપરે તેનાપર પણ લઅનત છે. અને મરદનું પરાઈ ઓરતને જોવું અને ઓરતનું પરાયા મરદને જોવું એ બંને પણ ગુનાહો છે.

( રહી ગયું શિરક તો ) શિરકની બુરાઇ કોણ જાણતું નથી. અને હદીસ શરીફમાં છે કે "જનાબ રસૂલે ખોદા (સલ)ના સહા-બીઓ કોઇ પણ ઇબાદતને છોડવી કુફર નહીં સમજતા હતા પણ ફકત નમાઝને (છોડવી કુફર ગણતા હતા) જુઓ એ હદીસ-પરથી નમાઝ (છોડવાની અને કઝા કરવાની કેટલી મોટી બુરાઈ નીકળે છે, કે માણુસનું ઇમાનજ પાકો અને દુરસ્ત રહી શકતો નથી.

ખુદા પાકે (કુરઆને શરીફમાં) ફરમાવેલું છે કે "ગુનાહ અને જુલમના કામોમાં એક બીજાની મદદ કરે નહીં." અને હદીસ શરીફમાં છે કે "જ્યારે નેકી કરવાથી તારૂં દિલ ખુશ થાય અને ગુનો કરવાથી નાખુશ થાય ત્યારે તું (એમ સમજજે કે તું) ઇમાનવાળો છે." એથી જણાઇ આવ્યું કે ગુનાહને સારો સમજવો અને તેના ઉપર કાયમ અને તેને વળગી રેહવુ ઇમાનને બરબાદ કરનારૂં (કામ) છે. અને હદીસોમાં ખાસ કરીને જહાલતભરેલી એ રસમોને વાસ્તે ઘણી સખત ધમકીયો આવેલી છે.

જનાબ રસૂલે ખુદા (સલ) એ ફરમાવ્યું કે "સૌથી વધારે દુશમની ખુદાપાકને ત્રણ માણસો સાથે છે. તેઓમાંનું એક તે માણસ પણ છે કે જે ઇસલામમાં દાખલ થઇને જાહેલીયત (કુફર) ની રસ્મો બજાવી લાવવા માંગે." એ ઉપ્રાંત બીજી ઘણી હદીસો છે અમે વધારે બયાન કરતા નથી. તેથી (દરેક) મુસલમાનપર ફરઝ અને વાજેબ છે અને ઇમાન અને અકકલની વાત (પણ) એજ છે કે રસ્મોની બુરાઇયો જ્યારે શરીઅત અને (તેમજ) અકકલથી જાહેર થઇ ગઈ, ત્યારે હિંમત ધરીને સૌને છોડી દીએ. અને નામ થવાની અને બદનામીની જરાએ દરકાર કરે નહીં. એટલુંજ નહિ પણ એ વાત અજમાવેલી છે કે ખુદાપાકની તાબેદારીમાં વધારે ઇજ્જત અને નામના થાય છે.

અને એ રસ્મો બંધ કરવાની બે રીતો છેઃ—એકતો એ કે આખી જમાત એકમત થઇને એ સૌ ધતીંગને એક દમ બંધ કરી દીએ. બીજી એ કે જો કોઇ પણ તેની સાથે શામેલ નહીં થાય તો તે માણસ પોતે એકલોજ શરૂ કરી દીએ તેને જોઇને બીજા લોકો પણ એમ કરવું શરૂ કરશે; કેમકે એ ધતીંગોથી સૌ કોઇ મુશકેલીમાં ફંસાઇ ગયલા છે. એવીજ રીતે ઇનશા અલ્લાહે તઆલા થોડા દહાડામાં ચોમેર એનો અસર ફેલાઇ જશે. અને શરૂ કરવાનો સવાબ કેયામત સુધી મલતો રેહશે અને મરવા પછી પણ મળશે.

કેટલાક લોકો કહે છે કે "સાહેબ! જેને તાકાત હોય તે ખરચે અને જેની પાસે નહીં હોય તે નહીં ખરચે." એનો જવાબ એ છે કે પેહલાંતો ગુંજાશ હોય તેઓને પણ એવા ગુનાહોના કામોમાં ખરચવું જાયઝ નથી. જ્યારે સાબેત થઇ ગયું કે એવી તમામ રસમો ગુનાહો છે ત્યારે ખરચવાની ગુંજાશ હોવાથી એ રસમો કેવી રીતે જાયઝ થઈ શકે છે?

બીજું એ કે જ્યારે ગુંજાશવાલા કરશે તો ગરીબો પણ જમાતમાં પોતાની આબરૂ બચાવવાને જરૂર કરશે. તેથી કરીને જરૂરની અને બંદોબસ્તની વાત તો એજ છે કે સૌ કોઇએ એવી રસમો છોડી દેવીજ જોઇએ. કેટલાક લોકો કહે છે કે જો એવી રસમો મટાડવામાં આવે તો મેળમેળાપની બીજી કોઇ રીતજ નથી. તેનો જવાબ એ છે કે પેહલાં તો મેળમેળાપના ફાયદાને વાસ્તે ગુનો કરવો કોઈ પણ રીતે જાયઝ થઇ શકતો નથી. વળી એ કે મેળમેળાપ કંઇ એ રસમોપર અટકેલું નથી. રસમો પાળ્યા વગર જો એક બીજાને ઘર જાય અથવા એક બીજાને બોલાવે, તેને ખવાડે પીવાડે, તેની મદદ કરે, તેનાપર ઉપકાર કરે જેવી રીતે કે દોસ્તો એક બીજાની સાથે વરતે છે

તો શું એમ થઇ શકતું નથી. પણ હવે તો એ રસમોને લીધે દોસ્તી અને મેળાપને ઠેકાણે જે કે અસલ એ રસમોની મતલબ છે ઘણું કરીને દલગીરી. તકરાર, મ્હેણાં મારવાં અને પુરાની દુશમનીયોને ઉસકેરવી, અને ટાંકણાવાળાની એબો ઢુંઢવી તેની ફજેતી કરવા મંડયા રેહવું એવીજ તરેહની બીજી ખરાબીઓ જોવામાં આવે છે.

અને એવી તરેહનું ખવાડવું, પીવાડવું, લેવું, દેવું, રિવાજ થઈ જવાથી જરૂરી થઇ પડયાં છે, તેથી કરીને કોઇ પણ તરેહની ખુશાલી પણ તેમાં જણાતી નથી. નહીં દેનારને (જણાય છે) કે જે એક બોજારૂપે તેને પોતાના માથાપરથી ઉતારે છે અને નહીં લેનારને (જણાય છે) કે જે તેને પોતાનો જરૂરનો હક સમજી રહયો છે. ત્યારે લહેજત રહીજ શામાં? તેથી કરીને એ સૌ નકામા કામોને મટાડવાજ જરૂરી છે.

મંગણીમાં જીભવડે વાયદો કરવો બસ છે. નહીં હજામની જરૂર નહીં પોશાકનો જોડો. અને નિશાની અને મિઠાઇનું કામ જ્યાર (છોકરો અને છોકરી) બંને નિકાહ કરી દેવાને લાયક થઇ જાય ત્યારે મોઢે અથવા કાગળથી કોઈ વખત ઠેરવીને દુલ્હા વિગેરેને બોલાવી લીએ જેઓમાં એક તો તેનો કોઈ વડીલ હોય અને એક નોકર તેઓ આવે. નહીં બરીની જરૂર અને નહીં બરતની નિકાહ કરીને એકાદ દહાડો પરોણા તરીકે રાખીને તરત તેને વિદાય કરી દીએ. અને પોતાની ગુંજાશ પ્રમાણે જે જરૂરી અને કામમાં આવે તેવી ચીજોને દેહેજમાં દેવાનો ઇરાદો હોય તેઓને લોકોને દેખાડયા વગર અને મશહુર કીધા વગર તેને ઘેર મોકલી દીએ. અથવા પોતાનેજ ઘેર તેને સોંપી દીએ.—નહીં સાસરાના પોશાકની જરૂર અને નહીં ચોથી અને બહુડાની જરૂર.

પછી જ્યારે જોઇએ ત્યારે દુલ્હનવાલા બોલાવી લીએ. અને જ્યારે ચાહે ત્યારે દુલ્હાવાલા બોલાવી લીએ પોતપોતાના ઘેડા ભંગીયાઓને પોતાની ગુંજાશ મુજબ પોતેજ દઇ દીએ. નહીં છોકરીવાળાઓ છોકરાવાળાઓ પાસે અપાવે અને નહીં છોકરાવાળા છોકરીવાળાઓ પાસેથી.—મોં પર હાથ મુકવું પણ કંઇ જરૂર નથી. બિખેર (નામની રસમ) પણ જરૂરની નથી જો એવુંજ મન થાય તો શુકર અદા કરવાને ગરીબોને દીએ કોઇ પણ કામને વાસ્તે કરજ લીએ નહીં.

અલબત વલીમો કરવો સુંનત છે. તેમાં પણ સારી નઇયત રાખે, અને વધુ ખરચો નહીં કરે નહીં કે મોટાઇને વાસ્તે અને મશહુર થવાને વાસ્તે કરે. નહીં તો એવો વલીમો પણ જાયઝ નથી. હદીસમાં એવા વલીમાને શરરૂત તઆમ એટલે બહુ બુરૂ ખાણું કહેવામાં આવ્યું છે. તેથી કરીને નહી એવો વલીમો જાયઝ છે અને નહી એવા વલીમાની દઅવત કબૂલ કરવી જાયઝ છે.

એ મસઅલાપરથી જણાઈ આવ્યું હશે કે ઘણાં ખરા ખાણાં જે નાત જમાતમાં ખવાડવામાં આવે છે તેનું ખાણું અને ખવાડવું કંઇ જાયઝ નથી. દીનચુસ્ત માણુસને જોઇએ કે નહીં એ રસમોને કરે અને જે ટાકણાંઓમાં એ રસમો થાય તેમાં કદી શામેલ પણ નહીં થાય. ચોખી ના કહી દીએ. નાત જમાતને રાજી રાખવું અલ્લાહપાકની નારાજીની સામે કંઇ ફાયદો દેશે નહીં. ખુદાપાક સૌ મુસલમાનોને એવી સારી તોફીક ઇનાયત કરે. (આમીન).

## મેહેર વધારવાનું બયાન.

એજ રસમોમાં એક રસમ મેહેર વધારવાની છે, જે કે સુંનત શરીફથી ઉલટી વાત છે. હદીસમાં છે કે “ હઝરત ઉમરે (રદી) ફરમાવ્યું કે “ ખબરદાર મેહેર વધારીને મુકર્રર કરશો નહીં. કેમકે જો દુન્યામાં એ આબરૂની વાત હોત અને અલ્લાહ પાકની જનાબમાં આ પાકીની વાત હોત તો તમારા (અને મારા) પેગબર (સલ) એ વાતના વધારે હકદાર હતા. મને ખબર નથી કે જનાબ રસુલે ખોદા (સલ) એ પોતાની બીબી (રદી) અથવા પોતાની દીકરીઓ (રદી) નો નિકાહ બાર ઉક્યા થી વધારે (મેહેર) પર કીધો હોય ” અને બીજી કેટલીએક (હદીસોની) રિવાયતોમાં સાડાબાર ઓકીયા આવેલા છે. એ રકમના આપણા હિસાબથી લગભગ એકસો સાડાત્રીસ રૂપીયા થયા છે.

કેટલાક કહે છે કે મોટી મેહેર આટલા વાસ્તે મુકર્રર કરવામાં આવે છે કે જેથી ધણી ઓરતને છોડી શકે નહીં. એ તદન ખોટું બયાન છે. પેહલું તો એજ કે જેને છોડવું હોય છે તેઓતો છોડી દે છે, પછી ગમે તેમ થઇ જાય. અને જે લોકો મેહેરના તકાજાની બીકથી છોડતા નથી તેઓ (તે બિચારીની હાલતને) છોડવા કરતાં વધારે ખરાબ કરી નાંખે છે, એટલે નહીં તો તેઓ તેણીને તલાક દેતા અને નહીં પેતાની પાસે રાખતા, અધવચ છોડી દે છે. નહીં આમની અને નહીં તેમની, તેમાનું કોઇ શું કરી લે છે, જેથી એ સૌ નકામા બાના છે

ખરી વાત એ છે કે મોટાઇને વાસ્તે એમ કરે છે કે ખૂબ મોટાઈ જણાય ત્યારે મોટાંઇને વાસ્તે કોઇ કામ કરવું અગર જો પેહેલાં તો તે જાયઝ હોય છે પણ (એવી રિયાની નેયતને લીધે ) હરામ થઇ જાય છે, ત્યારે તે કામ વિશે “જાયઝ છે” એમ કેમ કહેવાય કે જે પોતેજ સુનંતથી ઉલટુ અને મકરૂહ હોય, તે તો વધારે મના છે, અને બુરૂં છે. સુંનત (તરીકો) તો એજ છે કે જનાબ નબીએ પાક (સલ)ની બીબીઓ અને દીકરીંઓ (રદીના જેટલી મેહેર મુકર્રર કરે. અને જો એવીજ મોટી મેહેર મુકર્રર કરવાનો ઉભરો હોય તો દરેક માણસ પોતાની ગુંજાશ મુજબ મુકર્રર કરે, તેથી વધારે મુકર્રર કરે નહીં.

## હઝરત નબી સાહેબ ( સલ )ની બીબીઓ અને દીકરીઓ (રદી)ના નિકાહનું બયાન. હઝરત બીબી ફાતમાં ( રદી )નો નિકાહ.

સૌથી પેહલાં હઝરત અબુબકરે અને તેવણ પછી હઝરત ઉમરે (રદી) હઝરત (સલ) ને હઝરત ફાતેમા ( રદી )ની સાથે નિકાહ કરવાને કેહવાડયું. આપે ( સલ ) કારણ બતલાવ્યુ કે હજી તેવણની ઉમર ઘણી નાની છે. પછી જનાબ અલીએ મુર્તઝા ( રદી ) એ બીતાં બીતાં પોતે જનાબમાં હાજર થઇને એ વાતની પોતપોતાને વાસ્તે માંગણી કીધી ત્યારે તરત હઝરતપર વહી નાઝિલ થઇ (કે માંગણી કબૂલ રાખો અને આપે ( સલ ) તેવણની અરજ કબૂલ રાખી.

(આ હદીસથી સાબીત થઇ ગયુ કે મંગણીમાં આજકાલ જે સૌ ધીંગાણું કરવામાં આવે છે એ સૌ નકામા અને સુંનતથી ઉલટાં છે. ફકત મોઢે કહેવડાવી દેવું અને મોઢે તેનો જવાબ સાંભળી લેવો બસ છે.) તે વખતે હઝરત ફાતમા (રદી)ની ઉમર સાડા પંદર

વરશની હતી, અને હઝરત અલી (રદી) ની ઉમર એકવીશ વરસની હતી, (એ હદીસ-પરથી સાબેત થઇ ગયું કે એટલી ઉમર છોકરા છોકરીની થઇ જાય તે પછી નિકાહ કરવામાં વાર લગાડવી ઠીક નથી. અને એ પણ જણાઈ ગયું કે દુલ્હો અને દુલ્હનની ઉમર લગભગ સરખી હોવાની દરકાર રાખવી સારૂં છે, અને વધારે સારૂં એ છે કે દુલ્હો દુલ્હન કરતાં ઉમરમાં કંઇ મોટો હોય.)

જનાબ નબીયે પાકે (સલ) ફરમાવ્યું કે "એ અનસ! તમે જાઓ અને અબુબકર, ઉમર, ઉસમાન, તલહા, ઝુબૈર અને અન્સારીયોના એક ટોળાને બોલાવી લાવો." (એ હદીસપરથી માલમ પડી ગયું કે નિકાહની મિજલસમાં પોતાના ખાસ ખાસ માણસોને બોલાવવામાં કંઇ હરકત નથી. અને વળી તેમાં એક ફાયદો એ છે કે નિકાહ સારી પેઠે લોકોમાં મશહુર થઇ જાય, જે કે અસલ મતલબ છે. પણ એવી રીતે લોકોને એકઠા કરવામાં બહુ ધામધુમ નહીં કરવા જોઇએ. વખતસર જે પાંચ દસ માણસો દૂર નજદીકના હોય તેઓ એકઠા થઇ જાય.)

જ્યારે તે સૌ સહાબીયો (રદી) આવી હાજર થયા ત્યારે આપે (સલ) એક ખુત્બો પઢીને નિકાહ કરી દીધો. (એથી સાબેત થઇ ગયું કે બાળકનું કે કોઇ વડીલનું સંતાઇને આમ તેમ ફરવું એ સુનતથી ઉલટું કામ છે. પણ બેહતર વાત એ છે કે બાપ (અથવા તેના જેવાં કોઇ બીજા વડીલ) પોતે તે છોકરીના નિકાહ પઢાવી દીએ.) અને ચારસો મિસકાલ ચાંદીની મેહેર મુકર્રર કરવામાં આવી, જેની રકમનો અડસટ્ટો ઉપર બયાન થઇ ચુક્યો. (એના ઉપરથી જાહેર થઇ ગયું કે મેહેર બહુ મોટી મુકર્રર કરવી સુનતથી ઉલટી વાત છે. હઝરત બીબી ફાતેમા (રદી) ની મેહેર બસ છે અને બરકતનું કારણ છે, અને જો કોઇને એટલી તાકાત પણ નહીં હોય તો એના કરતાં ઓછી પણ (અહિં સુધી કે સવા ત્રણ રૂપીયા સુધી હનફી મઝહબમાં જાયઝ અને) ઠીક છે.

પછી આપે (સલ) એક વાસણમાં ખારેકો લઇને હાજર મિજલસને વ્હેંચી દીધી. પછી હઝરતે (સલ) હઝરત ફાતેમા (રદી) ને હઝરત ઉમ્મે અયમન (રદી) ની સાથે હઝરત અલી શેરે ખુદા (રદી) ને ઘેર મોકલાવી દીધા. * (ઓરતોને જોઇએ કે એ ઠેકાણે વિચારે કે એ બંને જહાનના બાદશાહ (સલ) ની શાહઝાદી (રદી) ની વિદાયગીરી છે. જેમાં નહિ ધુમધામ છે, નહીં પાલખી ડોળી છે, અને નહીં બખેર, નહીં હઝરતે (સલ) ઘેડા ભંગીયાઓને વધામણી દેવડાવી, અને નહીં પોતાની જમાત ન્યાતનું ખાવું કીધું. આપણને પણ જોઇએ કે પોતાના નબી બંને જહાનના સરદાર (સલ) ની પેરવી કરીએ. અને પોતાની ઇઝ્ઝતને હુઝુર રસૂલેખુદા (સલ) ની ઇઝ્ઝતથી વધારે ગણીયે નહીં નઉઝો બિલ્લાહ મિન્હ.)

પછી જનાબ નબી (સલ) તેવણને ઘેર તશરીફ લાવ્યા, અને હઝરત ફાતેમા (રદી) ની પાસે પાણી મંગાવ્યું. ત્યારે તેવણ એક લાકડાના પ્યાલામાં પાણી લાવ્યાં. (એ હદીસથી સાબેત થઇ ગયું કે નવી દુલ્હનોને એટલે દરજ્જે શરમાવવું કે ફરવું હરવું, પોતાના હાથથી કોઇ કામ કરવામાં એબ ગણવી એ પણ સુંનતથી ઉલટી વાહિયાત

---

* ક્યા શાન હઇ હઝરતે મૌલા અલીકી દી,
જબ આ પુહુંચી વહાં ઉન્કે બેટી નબીકે દી,

વાત છે ) હઝરતે ( સલ ) પોતાનો કોગળો તેમાં નાંખ્યો અને હઝરત ફાતમા (રદી) ને ફરમાવ્યું કે મારી તરફ મોં કરીને ઉભા રહો. ( પછી ) તેવણુની છાતી મુબારકપર અને માથા મુબારકપર થોડું પાણી છાંટયું અને દોઆ માંગી કે "યા અલ્લાહ ! એ બંનેની ઓલાદને શેતાન મરદૂદથી હું તારી પનાહમાં દઉં છું." પછી આપે ( સલ ) ફરમાવ્યું કે "મારી તરફ પીઠ ફેરવીને ઉભા રહો અને આપે ( સલ ) તેવણુના બંને ખભા વચ્ચે પાણી છાંટયું અને તેજ દોઆ કીધી,

પછી હઝરત અલી ( રદી ) પાસે પાણી મંગાવ્યું અને એવીજ રીતે તેવણુની સાથે કીધું પણ પીઠ તરફ પાણી નહીં છાંટયું. ( લોકોને જોઇએ કે દુલ્હા દુલ્હનને એકઠા કરી એવીજ રીતે કરે, કેમકે એ બરકતનું કામ છે. હિંદુસ્તાનમાં એવી ખોટી રસમ છે કે નિકાહ થઇ ગયા પછી પણ દુલ્હા અને દુલહનમાં પરદો રહે છે. ) પછી ફરમાવ્યું કે ખુદાપાકની બરકતની સાથે ( તમે બંને હવે ) પોતાને ઘેર જાઓ.

એક રિવાયતમાં છે કે નિકાહને દહાડે (નિકાહ થઇ ગયા પછી હઝરત ( સલ ) ઈશાની નમાઝ પછી હઝરત અલી ( રદી ) ને ઘેર ગયા. અને વાસણુમાં પાણી લઇને તેમાં પોતાનો લોઆબ-મુબારક નાંખ્યો. અને કુલ અઉઝો બેરબ્બિલ ફલક અને કુલ અઉઝો બેરબ્બિન્નાસ પઢીને દોઆ માંગી પછી હઝરત ફાતેમા ( રદી ) ને એક પછી એક તેને પીવાનો અને ( તેનાથી ) વઝુ કરવાનો હુકમ ફરમાવ્યો. પછી બંને સાહેબો વાસ્તે પાકીની, અને એક બીજાની સાથે મોહબ્બતની સાથે રેહવાની અને (તેઓની) ઓલાદમાં બરકત થવાની અને નેકબખ્ત થવાની દોઆ ફરમાવી અને ફરમાવ્યું કે "જાઓ આરામથી સુઓ" (જો જમાઇનું ઘર પાસે હોય તો એવી રીતે કરવું પણ બરકતનું કારણુ છે.)

અને હઝરત ફાતમા ( રદી ) નો દેહેજ નીચે મુજબનો હતો:—યમન દેશની બે ચાદરો જે આપણે ત્યાંની સૂસી જેવી થતી હતી. બે ગોદડીઓ જેમાં અળસીના ઝાડની છાલ ભરેલી હતી, અને ચાર ગદેલાં, બે ચાંદીના બાજૂબંધ, એક કામળી, અને એક તકીયો, એક પવાલું, એક ચક્કી, એક કુંજો ( ચામડાનો, ) એક ઘડો, અને એક રિવાયતમાં પલંગ પણ આવેલું છે.

( ઓ ઇસ્લામી ઓરતો ! દેહેજમાં ત્રણ વાતોનું ધ્યાન રાખવું જોઇએ. ૧ પોતાની ગુંજાશથી વધારેની ફકર નહીં કરે. ૨ જરૂરીજ ચીજો દેવાય કે જેની હાલ જરૂર હોય. ૩ લોકોમાં દેખાડવાની નઇયત નહીં થવી જોઇએ. કેમકે એ ( દેહેજનું દેવું ) તો પોતાની ઓલાદ સાથે એહસાન કરવું છે. ( ઉપકારને ) બીજાઓને દેખાડવાની શી જરૂર ? હઝરત (સલ) ના મયફૂર દેવાથી કે જે હમણા બયાન કરવામાં આવ્યું ત્રણે વાતો સાબેત થાય છે.)

અને હઝરતે ( સલ ) કામ એવી રીતે સોંપ્યું કે બહારનું કામ હઝરત અલી (રદી) કરે અને ઘરનું કામકાજ હઝરત ફાતેમા (રદી બજાવી લીએ ( કોણુ જાણે હિંદુસ્તા-

નની ઉંચ કોમની છોકરીઓનું ઘરનું કામ-કાજ કરવામાં શું એબ લાગે છે ? ) એ પછી હઝરત અલી ( રદી ) એ વલીમાનું ખાણું કીધું જેમાં નીચે મુજબ ચીજો હતી:—કેટલાક સાઅ જો ( એક સાઅના લગભગ આઠ શેર થાય છે, ) એની રોટલીઓ રંધાઈ હશે. અને કેટલીએક ખજૂર અને કેટલોક મલીદો. ત્યારે વલીમો કરવાનું સુંનત તરીકો એજ છે કે વગર મોટાઈ દેખાડે ટુંકાણમાં જે કંઈ બની શકે તે પોતાના ખાસ લોકોને ખવાડે.

## હઝરત (સલ)ની બીબીયોના નિકાહ.

હઝરત ખદીજા ( રદી ) ની મેહેર પાનસો દિરમ અથવા એટલાજ કિંમતના ઉંઠો હતા. જે અબુતાલિબ ( હઝરત અલી ( રદી ) ના બાપે ) પોતાને માથે લીધી હતી. અને હઝરત ઉમ્મે સલમા ( રદી ) ની મેહેર કોઇ કામમાં લેવાની ચીજ હતી જેની કિંમત દસ દિરમની હતી. ( એક દિરમ લગભગ પાંચ આનાનો થાય છે. ) અને હઝરત જોવયરિયા ( રદી )ની મેહેર ચારસો દિરમની હતી. અને હઝરત ઉમ્મે હબીબા ( રદી ) ની મેહેર ચારસો દિનારની હતી, જે હબશના બાદશાહે ( નિજાશીયે ( રદી ) પોતાને માથે ચુકવવાની રાખી હતી. અને હઝરત સોદા (રદી)ની મેહેરે ચારસો દિરમની હતી.

હઝરત ઉમ્મે સલમા ( રદી ) ના વલીમામાં કોઇ રકમનું જવનું ખાણું હતું. અને હઝરત ઝેનબ બિનતે હજશ ( રદી ) ના વલીમામાં એક બકરી ઝુબેહ કરવામાં આવી હતી, અને ગોશ્ત રોટલીઓ લોકોને ખવાડવામાં આવી. અને હઝરત સફીયા (રદી) ના વલીમાની વખતે સહાબીઓ (રદી) પાસે જે જે કંઇ તૈયાર હતું તે સૌ એકઠું કરવામાં આવ્યું એજ વલીમો હતો. આયશા (રદી)નો વલીમો તેવણુ પોતે ફરમાવે છે કે ન તો ઉંઠ ઝુબેહ કરવામાં આવ્યું અને નહીં બકરી, (પણ) હઝરત સઅદ બિન ઓબાદા (રદી)ના ઘેરથી એક પવાલો ભરીને દૂધ આવ્યું હતું બસ તેજ વલીમામાં વાપરવામાં આવ્યું.

## શરીઅત મૂજબ શાદીનો એક નવો કિસ્સો.

એ કિસ્સો ( બિના ) એટલાજ વાસ્તે લખવામાં આવે છે કે ઘણાખરા લોકો રસ્મોની બુરાઈ સાંભળી પુછે છે કે "જ્યારે એ રસમો બજાવી નહીં લાવવામાં આવે તો પછી કઇ રીતે શાદી કરવામાં આવે?-" તેનું બયાન મેહેર વગ્યારે મુકર્રર કરવાના બયાનથી જરા ઉપર લખવામાં આવ્યું કે શાદી કેવી રીતે કરવી જોઇએ. અને તે પછી અત્રે જનાબ નબી ( સલ )ની દીકરીઓ અને બીબીયો (રદી) નો કિસ્સો પણ હમણાજ લખી ચુકયા છીએ, જે સમજુ માણસને વાસ્તે બસ છે.

પણ ફરી પણ કેટલાક કેહવા મંડી જાય છે કે "સાહેબ! તે જમાનાની વાત જુદી છે. જો આજકાલ એમ કરી બતલાવો તો જાણીયે. અને ફકત મોઢે એવી રીતે બેતલાવવાથી શું થાય છે?" ( ત્યારે ) એ કિસ્સાથી એ સાબેત થઈ જશે કે આજકાલ પણ એવી રીતે શાદી થઈ શકે છે, અને વળી એ બિના કંઇ મોલવીઓ અથવા ફકીરોના

ખાનદાનમાં બનેલી નથી, અને નહીં કોઇ ગરીબ માણસને ત્યાં બનેલી છે, અને નહીં કોઈ હલકી કોમમાં બંને તરફવાળા સારી હાલતના દુન્યાદાર ઉંચ ખાનદાનના ઘરોના માણસો હતા. તેથી કરીને કોઈ એમ પણ નહીં કહી શકતું કે મોલવી અને ફકીરોની તો વાતજ જુદી છે. અથવા તેઓ પાસે હતુંજ શું ? અને તેથી કરીને લાચારીએ તેઓએ શરીઅત મુજબ શાદી કીધી. એ કિસ્સાથી એવા તમામ તરેહના શક શુબેહ દૂર થઈ જશે.

(જે વરસે આ કિતાબ એના રચનાર સાહેબે રચી) એજ વરસની એ બીના છે કે મુંઝફ્ફરનગર જીલ્લાના બે કસ્બાઓમાં એક કસ્બામાં દુલ્હાવાળા અને એક કસ્બામાં દુલ્હનવાળા રહે છે., ઘણી મુદ્દત અગાઉથી બંને તરફવાળાઓના દિલોમા બહુ મોટા વિચારો (રસ્મો પાળવાના) ઉભરી રહ્યા હતા પણ શાદીના ખાસ વખતપર ખુદાપાકે બંનેને હિદાયત આપી કે શરીઅતનો હુકમ સાંભળી પોતાના તમામ વિચારોને મનમાંથી કાઢી નાંખી ખોદાપાક અને તેના રસૂલ (સલ) ના હુકમ મૂજબ શાદી કરવાને તૈયાર થઈ ગયા.

શાદીની તારીખ વાર મુકર્રર કરવાને અથવા મેંદી લઇ જવાને અથવા પોશાકનો જોડો પોંહચાડવાને ન તો હજામને મોકલવામાં આવ્યો, અને ન તો એ ચીજોને વાસ્તે કોઈ પણ રસમ પાળવામાં આવી, અને ન તો દુલ્હનને પીઠી ચોળવાને વાસ્તે ઓરતો એકઠી કરવામાં આવી. ઘરના માણસોએ પોતેજ પીઠી ચોળી કાઢી, અને દુલ્હા કે દુલ્હનના ઘરોમાં કોઇને પરોણા તરીકે નોતરવામાં આવ્યા નહીં, અને કોઇ સગાવ્હાલાને ખબર કરવામાં પણ આવી નહીં.

શાદીને પાંચ કે છ દહાડા અગાઉ કાગળથી શાદીનો દહાડો મુકર્રર કરવામાં આવ્યો. દુલ્હો પોતે અને તેની સાથે તેનો એક મોટો ભાઇ હતો. દુલ્હનના શરઈ વાલીએ કાગળથી તે દુલ્હાના ભાઇને નિકાહની પરવાનગી દીધી હતી. અને કામકાજને વાસ્તે સાથે એક નોકર હતો. અને એક નાની ઉમ્મરનો ભત્રીજો સાથે એટલાજ વાસ્તે લઇ લેવામાં આવ્યો હતો કે કોઇ જરૂરી વાત રખેને ઘરમાં બઇરાઓમાં કેહવાડવાની જરૂર પડે તો એ છોકરો પરદાને લાયકની ઉમ્મરનો નથી તેથી વગર રોકાણે ઘરમાં જઇને કહી આવશે.

બસ એટલા માણસો કુલ્લે હતા જેઓ એક ભાડુતી ગાડીમાં બેસીને જુમ્માને દહાડે દુલ્હનને ઘેર પોંહચી ગયા. દુલ્હનના પોશાકનો જોડો પણ એ લોકોની સાથેજ હતો. અને દુલ્હાએ પોતાના ઘરનાં લુગડાં પેહરેલાં હતાં. ત્યાં પોંહચ્યા પછી ઓળખીતાઓને ખબર દેવામાં આવી કે જુમ્માની નમાઝ પછી નિકાહ પઢાવવામાં આવશે.

જુમ્માની નમાઝને લગભગ દુલ્હાનો પોશાક (દુલ્હનના) ઘરમાંથી લાવવામાં આવ્યો, તે પેહરીને સૌની સાથે તે જુમ્મા મસીદમાં ગયો. નમાઝ પછી પેહલાં તો એક ટુંકી વાએઝ બયાન કરવામાં આવી જેમાં રસ્મોની બુરાઇયોનું બયાન હતું. એ વાએઝમાં જેટલા લોકો હતા તેઓ સારી પેઠ સમજી

ગયા. વાએજ પછી નિકાહ થયા અને ખારેકો મરદો અને ઓરતોમાં વ્હેંચવામાં આવી, અને જે લોકો નહીં આવી શકયા તેઓને ઘેર મોકલી દેવામાં આવી, અસરની નમાઝ પેહલાં સૌ કામોથી સૌ પરવારી ગયા અને મગરેબની નમાઝ પછી દુલ્હાવાળાઓને હમેશ મુજબ સારૂં ખાણું જમાડવામાં આવ્યું. અને ઇશાની નમાઝ પછી ઓરતોને પણ એવીજ (રસમોને તોડનારી) વાએઝ સંભળાવવામાં આવી. તેણીઓપર પણ સારી અસર થઈ. અને વખતસર સૌ ચેન આરામથી સુઇ ગયા.

બીજે દહાડે દહાડો થોડોજ ચઢયો હશે કે દુલ્હનને એક ગાડીમાં બેસાડી વિદાય કીધી. તેણીની સાથે એક કોઇ સગાની ઓરત અને કામકાજ વાસ્તે એક ચાકરડી હતી. એ ગાડી દેહેજમાં દુલ્હનને દેવામાં આવી હતી. અને પાલકી અથવા મ્યાના કે ડોળીની કોઈ પણ રસમ પાળવામાં આવી નહોતી. અને તેણીની સાથે કોઈ પણ તરેહનો દેહેજ પણ મોકલવામાં આવ્યો નહીં.

દુલ્હનવાળાઓએ પોતાના નોકરો ચાકરોને પોતાની પાસેથી ઇનામ દીધું. અને દુલ્હાવાળાઓએ સલામીના રૂપીયા વિગેરે કંઇ લીધા નહીં, અને દુલ્હન ઉપરથી જે ઉતારવામાં આવે છે તે રૂપીઆને ઠેકાણે મસીદોમાં અને ગરીબોને ઘેર રૂપીયા પૈસા મોકલી દીધા. ઝોહરની નમાઝની વખતે દુલ્હાને ઘેર આવી પોંહચ્યા. દુલ્હનની કોઇ પણ વખતની નમાઝ કઝા થઇ નહીં. જે ઓરતો દુલ્હનને જોવા આવી તેઓ પાસેથી મોં દેખડામણી કંઇ પણ લેવામાં આવી નહીં.

બીજે દહાડે વલીમાના ખાણાને વાસ્તે બહારથી મીઠાઇ મંગાવવામાં આવી અને ઘરમાં બે ત્રણ તરેહનું સારૂં રાંધીને લાયક ઘરોમાં અને પોતાના દોસ્તોને ઘેર અને ગરીબો, સારા માણસો અને તાલેબુલ ઇલ્મોને વાસ્તે મોકલી દેવામાં આવ્યું. ઘરપર કોઇને બોલાવવામાં આવ્યું નહીં. દુલ્હનવાળાઓ તરફથી **ચોથી**ની રસમ પાળવાને કોઇ આવ્યું નહીં. ત્રીજે દહાડે દુલ્હો દુલ્હનને લઇને તેણીને પીએર ચાલ્યો ગયો. અને એક અઠવાડયું રહીને પાછા દુલ્હાને ઘેર ચાલ્યા આવ્યા. અને આ વખતે દેહેજનો કેટલોક સામાન સાથે લાવ્યા, અને થોડો સામાન બીજી વખતે લાવવા સારૂ ત્યાં છોડી આવ્યા.

એ વખતે દુલ્હન પાલકીમાં સવાર હતી. દુલ્હાના નોકર ચાકર ઘેડા ભંગીયાઓને રસમ પ્રમાણે જે મળતું હતું તેથી વધારે ઇનામ ઇકરામ વ્હેંચવામાં આવ્યું. મતલબ એ કે એવા અમન ચેનથી શાદી થઇ ગઇ કે કોઇને જરાએ તકલીફ થઇ નહીં. (કિતાબ રચનાર સાહેબ ફરમાવે છે કે) હું પણ શરૂથી છેલ્લે સુધી એ શાદીમાં હાજર હતો. એવી તો બેહજત અને એવો સારો દેખાવ હતો કે જેનું બયાન થઇ શકતું નથી. (કેમ નહીં હોય જે શાદીમાં ખુદા અને રસુલ (સલ) ને રાજી કરવામાં આવે તે શાદીની રોનકનું પુછવુંજ શું!)

ખુદાપાકના ફઝલથી સૌ જોનારાઓ ખુશ થયા.

ઘણા લોકો તૈયાર થઇ ગયા કે (ઇ. અ. તઆલા) અમે પણ એમ કરશું, ત્યાર પછી દુલ્હનના કુટુંબમાં બીજી એક શાદી થઈ. તે એ શાદી કરતાં પણ વધારે સારી (તમામ રસમોથી પાક) હતી જો વધારે નહીં થઇ શકે તો (અમે ઉપર લખ્યું) એજ પ્રમાણે કરી લીઓ જેવી રીતે કે તમે આ કિસ્સો વાંચ્યો ખોદા પાક તોફીક આપે.

## બેવાઓ (વિધવાઓ) ના નિકાહનું બયાન.

તેજ નકામી રસમોમાંથી એક રસમ એ પણ છે કે બેવા ઓરતોના નિકાહને બુરૂં અને એબ સમજે છે. ખાસ કરીને ખાનદાની લોકો એ રસમમાં વધારે ફસાયલા છે. શરીઅતથી અને અકકલથી પણ જેવો પેહલો નિકાહ તેવો બીજો નિકાહ બંનેમાં કંઇ ફરક સમજવું તદન વગર કારણે એ બેવકૂફી છે, ફક્ત હિંદુઓની સાથે વસવાથી અને માલમિલકતની કેટલીક મોહબ્બતને લીધે એ વિચાર ફસી ગયો છે.

ઇમાન અને અક્કલની વાત એ છે કે જેવી રીતે પેહલા નિકાહને કંઇ પણ એબ વગરનું ગણી કરી દેવામાં આવે છે તેવીજ રીતે બીજો નિકાહ પણ કરી દેવામાં આવે. જો બીજા નિકાહથી મન કચવાય છે. તો પેહલા નિકાહથી કચવાતું કેમ નથી. ઓરતોની એવી ખરાબ આદત છે કે નહીં પોતે કરે અને નહીં બીજાને કરવાને ઉત્તેજન આપે એટલુંજ નહીં પણ જો કોઈ બિચારી ખોદા પાકની બંદી ખોદા અને રસૂલ (સલ) નો હુકમ માથે ચઢવી કરી લીએ તો તેને બહુજ હલકી નજરે જુએ છે. વાત વાતમાં મ્હેણું મારે છે, હંસે છે, અને ફજેત કરે છે. મતલબ એ કે કોઇ પણ વાતમાં ઠપકો દેવો છોડતા નથી એ બહુ મોટો ગુનો છે. એટલુંજ નહીં. પણ તેને એબ ગણવામાં કુફરની બીક છે. કેમકે શરીઅતના હુકમમાં એબ સમજવું કુફર છે, તેમજ તે હુકમ મુજબ ચાલનારને હલકો અને નીચ ગણવો પણ કુફર છે.

વિચારવાની વાત છે કે આપણા પેગંબર સાહેબ (સલ)ની જેટલી બીબીયો (રદી) હતી તેઓમાં હઝરત આયશા (રદી) શિવાય કોઇ કુંવારી નહોતી કોઇનો એક અને કોઇના બે નિકાહ (હઝરત (સલ) ની સાથે તેઓના નિકાહ થાય તે) પેહલાં થઇ ગયા હતા ત્યારે શું તોબા તોબા તમે તે બીબીયોને પણ બુરૂં કેહશો કે? શું તમારી ખાનદાની મોટાઇ તોબા તોબા તેઓના કરતાં વધી ગઇ કે? જે કામ તેઓએ કીધું અને ખુદા અને રસૂલે (સલ) જે કામ કરવાનો હુકમ કીધો તે કામ કરવાથી તમારી આબરૂ ઘટી જશે? આબરૂમાં નુકશાન લાગશે નાક કપાઇ જશે? ત્યારે એમ કહો કે મુસલમાન હોવું એજ તમારા વિચારમાં બેઆબરૂ થવાની વાત છે.

સારી પેઠે યાદ રાખજો કે જ્યાં સુધી એ વિચારને તમારા દિલમાંથી દૂર નહીં કરશો અને પેહેલા અને બીજા નિકાહને એક સરખુંજ નહીં સમજશો. ત્યાં સુધી કદી પણ તમારૂં ઇમાનજ દુરસ્ત થશે નહીં. તેથી કરીને એવા વિચારને મટાડવામાં ઘણી કોશીશ કરવી જોઇએ. અને એ શિવાય બીજી કોઇ પણ કોશીશની અસર થઈ શકતી નથી, કે જેથી આબરૂ બગડવાની અને એબ લાગવાની બીક દિલમાંથી દૂર

થઈ જાય, અને રસમો રિવાજને બિલકુલ છોડી દેવાય, અને અલ્લાહ પાક અને તેના રસુલ (સલ) ને રાજી અને ખુશ કરવાને એકદમ એવા ઓરતોના નિકાહ કરી દીઓ. અને જો તે એવા રાજી નહીં થાય તો તેને એ વાતનો શોખ દીઓ, કોશિશ કરો તેણી ઉપર જરા ભાર દીઓ, મતલબ એ કે જેવી રીત બની શકે તેવી રીતે (તેણીનો) નિકાહ કરી દીઓ. અને એ વાતને સારી પેઠે યાદ રાખો કે એ કામમાં તેણી પોતાની જે નાખુશી દેખાડે છે એ ફકત જાહેરમાંજ તેણી એમ કરે છે (મનમાં તો તે ઘણી રાજી હોય છે પણ) ફકત રિવાજને વાસ્તે કરીને તેણી એમ નારાજી દેખાડે છે જો એવો રિવાજ નહીં હોય તો તે નારાજી કદી દેખાડેજ નહીં (કેમકે તે બિચારી લોકોનાં મેણા એથી બીએ છે. એવાઓના નિકાહને વાસ્તે **સદા સોહાગન** નામની ઉર્દુ કિતાબ ઘણીજ ઉમદા જોવા લાયક છે. ઉર્દુમાં એવી કિતાબ આજ સુધી લખાઈ નથી, ખુદાપાક તેના રચનારને બંને જહાનમાં સારી જઝા દીએ આમીન.) જ્યાં સુધી તમે એમ નહીં કરશો ત્યાં સુધી એ રિવાજ લોકોમાં ફેલાશે નહીં અને દિલમાં ઠસી ગયલો વિચાર દૂર થશે નહીં.

હદીસે શરીફમાં છે કે જે કોઇ મારા છોડી દેવાયલા તરીકા (સુનંત) ને ફરીથી લોકોમાં ફેલાવશે અને જારી કરશે તેને એકસો શહીદોનો સવાબ મળશે. એટલાજ વાસ્તે એવાઓનો નિકાહ કરી દેવામાં જે કોઇ કોશિશ કરશે અને છોડી દેવાયલી સુંનતને લોકોમાં ફેલાવશે, અને જે એવા ઓરત જનાબ રસૂલુલ્લાહ (સલ) ને ખુશ કરવાને ખાતે એ રિવાજ લોકોમાં જારી થાય એ નઇયતથી પોતાનો નિકાહ કરશે તેને સો શહીદોનો સવાબ મળશે. શું તમને તે બિચારીઓ પર દયા આવતી નથી? તેણીઓનો હાલ જોઇને શું તમારા મનને દુઃખ પોહોંચતું નથી? કે બિચારીઓની ઉમ્મર બરબાદ જાય છે અને (રંડાપાના ગમમાં) તેણીઓ મટોડીઓમાં મળી જાય છે.

**ત્રીજો બાબ તે રસમોના બયાનમાં કે જે રસમોને લોકો સવાબ અને દીનનું કામ સમજીને કરે છે**

## ફાતેહાનું બયાન.

પહેલાં એ વાત સમજવાની છે કે ફાતેહા એટલે મુડદાઓને સવાબ પોંહચાડવાનો તરીકો શું છે? ત્યારે શરીઅતે તેની એટલીજ રીત બતલાવી છે કે કોઇએ કોઇ નેક કામ કીધું તે કામ કરવાથી તેને જે કંઈ સવાબ મળ્યો હોય તેણે તે સવાબ પોતાના તરફથી કોઈ બીજા (મુડદા માણસની રૂહ) ને દઇ દીધો, (એમ કહીને) કે "યા અલ્લાહ! એ મારા સવાબને ફલાણા (મારા સગાને કે વલીઅલ્લાહને કે જનાબ નબી સાહેબ (સલ) ને ઇનાયત કર" અથવા "પોંહચાડી દે."

જેમકે કોઇએ ખુદાપાકને વાસ્તે કંઇ ખાણું અથવા મિઠાઇ અથવા રૂપીયા કે પૈસા કે લુગડાં વિગેરે (કોઇ ગરીબ હકદારને) દીધાં, અને અલ્લાહ તઆલાથી દોઆ કીધી કે "એનો જે કંઇ સવાબ મને મળ્યો હોય તે ફલાણા (ગુજરી ગયલા માણસ) ને પોંહચાડી દે. અથવા અર્ધો સિપારો કુરઆને શરીફ પઢીને અથવા કોઇ સૂરત પઢીને તેનો સવાબ (કોઇની રૂહને) મોકલી દીધો. જાણી તો ગયો તે નેક કામ આજેજ કીધો

હોય અથવા તે પેહલાં આખી ઉમરમાં કોઈ પણ વખતે કીધા હોય. બંને સવાબો બરાબર પોંહચે છે. એટલું તો શરીઅતમાં જાયઝ અને સાબેત છે. હવે જુઓ કે જાહેલોએ તેમાં કેવા કેવા ધતીંગો કાઢી ઉભા કીધા છેઃ–

પેહલાં તો થોડી જગ્યાને લીપે છે, અને તેમાં ખાણું મુકે છે. કેટલેક ઠેકાણે ખાણા સાથે પાણી અને પાન પણ મુકે છે. પછી એક માણસ ખાણાની સામે ઉભો રહીને કેટલીક સૂરતો પઢીને તમામ મુડદાઓના દરેકે દરેકના નામ લઇને તેઓની રૂહોને બક્ષે છે. આ પોતે ઘડી કાઢેલી રીતમાં એટલી બુરાઇયો છેઃ—૧ મોટી બુરાઇ એમાં એ છે કે તમામ જાહેલોનો એ બાબતમાં અકીદો એવો છે કે એવી રીતે સવાબ પોંહચાડયા વગર સવાબ પહોંચતોજ નથી, અન તેથીજ તેઓ લોકોના કાલાવાલા કરતા ફરે છે કે જ્યાં સુધી કોઇ માણસ તેવી રીત ફાતેહા પઢી નહીં દીએ ત્યાં સુધી તે ખાણું કોઈને દેવામાં આવતું નથી, કેમકે હજી સુધી સવાબતો પોહોંચ્યોજ નથી, ત્યારે કોઇને તે દેવાએજ કેમ?

કોઈ વખતે ઓરતો કોઇ નામહરમને ઘરમાં બોલાવીને ફાતેહા દેવાડે છે, જે શરીઅતથી નાજાયઝ છે (કેમકે જે મરદની સાથે કોઇ પણ વખતે નિકાહ થઇ શકતા હોય તેની રૂબરૂ પડદા વગર નિકળવું નાજાયઝ છે કેમકે પડદો કરવો વાજેબ છે. (કિતાબ રચનાર સાહેબ ફરમાવે છે કે) પોતે મેં જોયું છે કે જ્યાર ઘણા મુડદાઓના ફાતેહા એક સાથે કરવાનો ઇરાદો હોય છે કે જેઓના નામો બતલાવી દેવાથી યાદ રહી શકતા નથી ત્યાં ફાતેહા દેનારને હુકમ કરવામાં આવે છે કે જ્યારે તું સૌ પઢી રહે ત્યારે હું કરી દેજે. પછી હું કરવાની વખતે એક એકનું નામ બતલાવીને તેને મોઢે પાછો બોલાવવામાં આવે છે. અને ઓરતો એમ સમજે છે કે જેનું નામ એ (પઢનારો) પોતાને મોઢે લેશે તેનેજ સવાબ પોહોંચશે જેનું નામ નહીં, લેશે તેને સવાબ પોહોંચશે નહીં, અને ખરૂં જોતાં સવાબ મોકલવાનો અખત્યાર તો ખવાડનાર માલેકના અખત્યારમાં છે. પઢનારને કંઇ પણ અખત્યાર નથી, તેના નામ લેવાથી કઇ થતું નથી. પોતે ઘરધણી જેને ચાહે તેને સવાબ મોકલે જેને ચાહે તેને સવાબ નહીં મોકલે એ સૌ (જહાલતને લીધે) અકીદાનો બગાડો છે.

કેટલાક બેઇલમો કહે છે કે સવાબતો એમ કીધા વગર પણ પોંહચી જાય છે. પણ તે વખતે સૂરતો એટલાજ વાસ્તે પઢવામાં આવે છે, કે સવાબ બમણો પોંહચી જાય. એકતો ખવાડવાનો અને બીજો કુરઆનનો ત્યારે એનો જવાબ એ છે કે જો એજ તમારી મતલબ છે તો ખાસ તેજ વખતે પઢવાની શી જરૂર? તમે સવારમાં જે કુરઆને શરીફ પઢેલો હોય બસ તેજ તે ખાણા સાથે બક્ષી દીઓ. જો કોઈ માણસ તે વખતે નહીં પઢે, પેહલાંનો પઢેલો એક સિપારો અથવા પુરૂં કુરઆન બક્ષી દીએ, અથવા એમ કહે કે "સારૂં હાલ તો તમે મિઠાઈ વ્હેંચી દીઓ હું પછી પઢીને બક્ષી દેશ," તો કોઇ એ વાતને કબુલ રાખશે નહીં. અથવા તે ખાણા કે મીઠાઈને પાસે કોઇ આવે નહીં, અને દૂર થીજ પઢીને બક્ષી દીએ, ત્યારે પણ કોઇ માનશે નહીં. ત્યારે એવી હાલતમાં કોઈ બીજા પાસે ફાતેહા પઢાવવા કંઇ પણ કામના નથી, કેમકે કુરઆન પઢવાનો સવાબ ફક્ત

તેજ પઢનારને થશે. તમારી તરફથી તો ફક્ત તે મીઠાઇ વ્હેંચવાનોજ સવાબ પોહોંચ્યો. એ કેવું જોરજુલમ છે કે જ્યારે અમે એક તરેહનો સવાબ બક્ષીએ ત્યારે બીજો માણસ પણ જરૂર કંઇ બીજી તરેહનો શવાબ મોકલે.

*

૨ લોકો એમ પણ સમજે છે કે ફક્ત એવી રીતે પઢીને બક્ષી દેવાથી સવાબ પોંહચી જાય છે. ખાણું લિલ્લાહ ખવાડવાની જરૂર નથી. જેવી રીતે કે જનાબ નબી સાહેબ (સલ) અથવા બીજા કોઇ વલીયલ્લાહના ફાતેહા દેવાડીને પોતે ખાઈ જાય છે. (હઝરત પીર રદીના) અગ્યારમીની મિઠાઇ જો વ્હેંચવામાં આવે છે તો કોને? ફલાણા નવાબ સાહેબને, અમીર સાહેબને, શેઠ સાહેબને વિગેરે દોસ્તોને મોકલવામાં આવે છે. અમે કદી નહીં સાંભળ્યું અથવા જોયું કે તમામ મિઠાઇ ફકીરો અને ગરીબોને વ્હેંચી દીધી હોય ત્યારે એના ઉપરથી સાબેત થઇ ગયું કે તેઓનો એજ અકીદો છે કે એવી રીતે પઢીને બક્ષી દેવાથી તેનો સવાબ પોંહચી ગયો, તો એ એઅતેકાદ પોતેજ ખોટો છે, અને ગુનો છે, કેમકે પોતે તે ચીજતો પોહોંચતી નથી પણ તેનો સવાબ પોંહચે છે, ત્યારે (પોતે ખાઇ લેવાથી અથવા અમીરોને ખવાડવાથી) જેઓને તે સવાબ બક્ષવામાં આવ્યો તેઓને પણ તે સવાબ પોહોંચ્યો નથી.

અલબત એ એક સૂરતો જે પઢી હશે ફક્ત તેનો સવાબ પોહોંચ્યો ત્યારે જો ફકત એ (કુરાન)નોજ સવાબ મોકલવો હતો તો એ મિઠાઇ અથવા ખાવાનું ધતીંગ નકામુંજ કીધું. નકામું રૂપીયા બેરૂપીયાનો ઉપકાર લોકો પર કીધો. જો તેઓ કહે કે "નહીં સાહેબ અમે તો ફકીરોને પણ તેમાંથી દઇએ છીએ" તો તેનો જવાબ એ છે કે કેટલા ફકીરોને (દીઓ છો)? વધારેમાં વધારે દશ પદરને દીધું હશે. ત્યારે એથી શું થાય છે. અસલ મતલબ તો પુરા રૂપીયાની મિઠાઇનો સવાબ બક્ષવો છે. જો ફક્ત એટલીજ (ગણત્રીની) જલેબાયોનો સવાબ મોકલવો હતો તો રૂપીયાનું નામ કેમ લીધું. અને જેઓને દેવામાં આવે છે તેઓને ખેરાતને નામે કદી પણ દેવામાં આવતું નથી. પણ તબરરૂક અને હદીયો સમજીને દે છે (અને તેઓ પણ તેને એમજ સમજીને લે છે) કેમકે જો તેઓને કંઇ ખેરાતને નામે દીઓ તો તેઓ કદી લેશે નહીં. પણ બુરૂ માનશે. તેથી કરીને આજકાલના રિવાજ પ્રમાણે એ કામ તદન નકામું છે.

૩ વારૂ. અમે માની લીધું કે ફાતેહા પછી તે ખાણું ગરીબોનેજ દઇ દીધું, ત્યારે અમે કહીએ છીએ કે ગરીબોને દેવા અને ખવાડવા પેહેલાં સવાબ બક્ષવાની શી મતલબ? તમને તો સવાબ તેજ વખતે મળશે કે જ્યારે ફકીરોને દઇ દીયો અથવા ખવાડી દીઓ. હજી તમનેજ સવાબ મળ્યો નથી. તો પેલા બિચારા ગુજરી ગયલાઓને શું બક્ષી શકશો? મતલબ એ કે એ કામમાં કોઇ પણ વાત ઠેકાણેની નથી.

૪ કેટલાકનો એવો પણ અકીદો છે કે પોતે તે ચીજજ તે ગુજરી ગયલા માણુસને પોંહચે છે. કેમકે ખાણા સાથે પાણી અને પાન અને કેટલાક હુકકો પણ એટલાજ વાસ્તે મુકે છે કે ખાણું ખાઇને (મડદુ) પાણી કયાં પીશે? ફરી મોં ખરાબ થઇ જવાથી પાનની જરૂર પડશે. ખોદાપાક બચાવે જહાલતથી જહાલતનું પણ કંઇ

ઠેકાણું છે ?* વળી એ વાતનો પણ બંદોબસ્ત રાખવામાં આવે છે કે તેની જીંદગીની હાલતમાં તેને જે ચીજો પસંદ હતી તે ચીજો પર ફાતેહા પઢવામાં આવે (કિતાબ રચનાર સાહેબ ફરમાવે છે કે) મને સારી પેઠે યાદ છે કે એક વખતે શબબરાતના ફાતેહાપર એક ઘરડી ડોશીએ કેટલીએક ફુલખરો પણ (ફાતેહાની ચીજો સાથે) મુકી હતી, અને બોલતી હતી કે મરનારને આતશબાજીનો ઘણો શોખ હતો (તેથી હવે કબરમાં પણ બિચારાને રખેને આતશબાજી ફોડવાનો શોખ ઉભરી આવે) તમે પોતેજ કહો કે એ અકીદાનો બગાડો છે કે નહીં ?

૫ એવો પણ તેઓનો અકીદો છે કે તે વખતે તેની રૂહ આવે છે. કેમકે લોબાન વિગેરે તે વખતે સળગાવવાની મતલબ એજ જણાય છે. અગર જો કેટલાકની કંઇ જુદી મતલબ પણ હોય.

૬ વળી જુમેરાતને દહાડેજ ફાતેહા દેવા એ ખાસ દહાડો તેઓએ પોતાના તરફથીજ મુકર્રર કીધો છે. કેમકે શરીઅતમાં તો સૌ દહાડા (સવાબ પોંહચાડવાને વાસ્તે સરખા છે, ત્યારે જુમેરાતના દહાડાને ફાતેહાને વાસ્તે ખાસ મુકર્રર કરવો, શરીઅતના હુકમને બદલવું છે કે નહીં ? ફરી જુમેરાતનો દહાડો મુકર્રર કરવાથી એક એ પણ ખરાબી થઇ પડી છે કે લોકો એમ સમજવા મંડી ગયા છે કે મુડદાઓની રૂહો જુમેરાતને દહાડે પોતાને ઘેર આવે છે. * જો કંઈ સવાબ તે દહાડે મળી જાય છે. તો ઠીક નહીં તો પછી ચાલી જાય છે. એ ફકત ખોટો વિચાર છે અને વગર દલીલે એવો અકીદો રાખેલો ગુનો છે (કેમકે શરીઅતમાં જે ચીજ નહીં બયાન થયલી હોય તેને માનવું ગુનો છે કે જેને બિદઅત કહે છે.) એવીજ રીતે કોઈ તારીખ મુકર્રર કરવી અને એમ સમજવું કે એમાં વધારે સવાબ મળશે એ તદન ગુનાનો અકીદો છે. × (જેમકે જીયારત ચાળીસો છમાસી વરસી વિગેરે વિગેરે.)

૭ કેટલાક લોકોની ટેવ છે કે વધારે ખાણામાંથી થોડું ખાણું લઇને એક ખુંચામાં મુકીને તેનાપર ફાતેહા પઢે છે. તેમાં બીજી ખરાબીયો ઉપ્રાંત એક વાત એ પુછવાની છે કે "તમને ફકત આ થોડા ખાણાનોજ સવાબ મોકલવો છે કે તમામ ખાણાનો ?" ફકત આ થોડાજ ખાણાનો સવાબ મોકલવો તો બેશક તમે ચાહતા નહીં હશો. તેથી તમે બેશક એમજ કેહશો કે તમામ ખાણાનો સવાબ મોકલવો છે, ત્યારે અમે કેહશું કે ફકત આટલા થોડાજ ખાણાપર ફાતેહા કેમ દેવાડયા. તેથી તો સાબેત થાય

---

* કેટલેક ઠેકાણે એમ પણ છે કે જે ઓરતનો ધણી મરી ગયલો હોય છે તેના ફાતેહા થાય છે ત્યારે ફાતેહા દેવાની ચીજો જ્યાં મુકવામાં આવે છે ત્યાં તે ઓરત પણ ઘાઘરો પેહરીને બેસે છે. અને મુલ્લાજી જ્યારે ફાતેહા પઢે છે ત્યારે તે ઓરત પોતાનો ઘાઘરો પણ ઉંચું કરી લે છે કે મારા ધણીને વખતે કંઈ હાજત હોય તો તે પોતાની હાજત પૂરી કરી લીએ. (કમતરીન અ. અ. કાદરી ભાષાંતર કર્તા.)

* ખઝાનતુર રીવાયત નામની કિતાબમાં એ દહાડે રૂહો આવવાનું લખ્યું છે કે જે તદન બેદલીલ વાત છે શરીઅતમાં એ વિશે કંઇ પણ સાબેત થયલું નથી. જુઓ બરાહીને કાતેઆ.

× કેટલાક પેટ પુંજીયા આલેમોએ સને ૧૨૬૪ રજબ માસમાં એ મસઅલામાં કંઈ ધુમધામ કરવાથી મેં મેરાજુલ ઈસલામ નામના મારા માસિકમાં તેઓનો જે સખત રદ કીધો હતો તેનો આજ સુધી જવાબ તેઓથી દેવાયો નહીં કમતરીન અ.અ.કાદરી

છે કે તમને ફકત આ ધુંઆના ખાણાનોજ સવાબ મોકલવાનો ઇરાદો છે બાકીનું તમામ ખાણું નકામુંજ રંધાયું, અને ફોકટ પડયું રહ્યું.

જો એમ કહો કે તેનું સામે મુકવું કંઈ જરૂરતું નથી ફકત નઇયત કરવી બસ છે, ત્યારે આ ધુંઆુ સામે રાખવાની શી જરૂર ? એમાં પણ નઇયત કરવી બસ છે, એ તો તોબા તોબા ખુદાપાકને નમૂનો દેખાડવો છે કે "જુઓ આવી તરેહનું ખાણું રંધાયલું દેગની અંદર છે એનો સવાબ તું (ફલાણાને) પોંહચાડી દે" ખુદાપાક આપણને (એવા ધતિંગોથી) બચાવે.

૮ વળી જો સવાબ પોંહચાડવાને વાસ્તે તેને સામે મુકીને પઢવું જરૂરતું છે તો જ્યારે રૂપીયા, પૈસા, લુગડાં, અનાજ વિગેરે સવાબ મોકલવાને વાસ્તે આપવામાં આવે છે ત્યારે તેનાપર ફાતેહા કેમ પઢતા નથી ? અને જો એ ચીજોપર (પઢવું) જરૂરી નથી તો ખાણા અને મિઠાઇપર પઢવું ક્યાંથી તમે જરૂરતું સમજો છો? અને એમ કેમ કરો છો ?

૯ વળી અમે પૂછીએ છીએ કે ભોંય લીપવાની શી જરૂર આવી પડી? તે નાપાક હતી કે પાક ? જો નાપાક હતી તો લીપવાથી પાક થઇ નહીં પણ વધારે નાપાક થઇ ગઈ કેમકે પહેલાં તો સુકાયલી જમીન હોવાથી પ્યાલા વિગેરેમાં લાગી જવાની બીક હતી નહીં, હવે તો તે વાસણો પણ નાપાક થઇ જશે અને જો પાક હતી તો લીપવું તદન નકામું કામ છે. એ પણ હિંદુઓના ચોકા જેવું છે, ત્યારે ખુદાપાક આપણને બચાવે, શું (મુસલમાન) અડકાઓ (નીરહો) ને તેઓ (કાફેરોના) ચોકામાં બેસાડીને ખાણું ખવાડે છે? (નિકામની) તોફીક અને મદદ અલ્લાહપાક તરફથીજ થાય છે. એવીજ રીતે જે ફાતેહામાં વધારે કોશિશ કરવામાં આવે છે તેમાં ચુલ્હાને પણ લીપવામાં આવે છે એનો પણ એવોજ હાલ જાણવો.

૧૦ બુઝુર્ગોના ફાતેહામાં તમામ ચીજો નહીં વપરાયલી નવી હોવી જોઇએ. ઘડા વાસણો સૌ નવા અને તેમાં પાણી પણ કુવામાંથી ભરીને લાવવામાં આવે. ઘરનું પાણી અડકાય નહીં અને તેને હાથ અડકાય નહીં, અને નહીં તેમાં કોઇથી હાથ નંખાય. નહીં તેમાંથી કોઈ પીએ, અને નહીં તે વાપરવામાં આવે. રકાબીમાં ખાંડ લાવવામાં આવે તે પણ ખૂબ ધોઇને મતલબ એટલી કે ઘરની જેટલી ચીજો છે તે સૌ (એ કામ વાસ્તે) નજીસ છે. એ અજાયબ જેવી, અક્કલથી ઉલટી વાત છે. જો ખરેખાત તે ચીજો નજિસ છે તો તે ચીજોની ને તમારા વાપરવામાં કેમ લો છો? અને નહીં તો એ તમારા ધિંગાણુથી શી જરૂર ? શરીઅતનો હુકમ તો ફકત એટલોજ છે કે જે ચીજ પોતાને ખાવી જાયઝ છે તે ફકીરોને દેવી પણ જાયઝ છે. અને જ્યારે ફકીરોને દઈ દીધી તો હવે (તે દેવાનો) સવાબ (કોઇની પણ રૂહને) મોકલવો જાયઝ છે તેથી કરીને એ સૌ વાતો નકામી અને અક્કલ વગરની સાબેત થઇ કે નહીં ? (તમે પોતેજ કહો.)

અને જો એમ કેહશો કે સાહેબ તેતો મોટી દરગાહ છે. તેતો વલીયલ્લાહ છે. તેવણુની જનાબમાં દરેક ચીજ બહુજ સંભાળીને મોકલવી જોઇએ ત્યારે એનો પેહલાં તો જવાબ એ છે કે અલ્લાહ તઆલાની

જનાબમાં એવા બાહેરની સંભાળ અને બચાવ (થી કોઈ ચીજ કરવા) ની કંઇ કદર નથી. તેની જનાબમાંતો હલાલ અને સારી ચીજ હોવાની કદર છે, જો હરામ માલ (થી ફાતેહા કીધા) હશે તો લાખો તરેહની સફાઇ વાપરો તે તમામ નકામું છે. અને જો હલાલ ચોખું માલ છે તો એ સો ધતિંગ નકામું છે. તે તો એમજ દઈ દેવાથી કબુલ થઇ જાય છે.

બીજું એ કે જો તેજ વલીયલ્લાહની નઝર મંનતનો અકીદો હશે તો એ પોતેજ હરામ અને શિરક છે. (કેમકે નઝર મંનત એ ઇબાદત છે. અલ્લાહપાક શિવાય બીજા કોઇની નઝર કે મંનત માનવી જાયઝ નથી અને માનવાથી તે માણસ મુશરેક થઈ જાય છે. કેમકે તેણે બીજાની ઇબાદત કીધી અને તે ખાણું ખાવું હરામ છે. ફિકેહની તમામ કિતાબો જેવી કે **દુરરૂલ મુખતર આલમગીરી. બહરૂરરાયક** વિગેરેમાં એ મસઅલો ખુલ્લો છે). કેમકે એ ખાણાને અલ્લાહની રાહમાં દેવાનો ઇરાદો છે, નહીં કે તે બુઝુર્ગની પાસે મોકલવાનો. અને જો તેવણની રાહમાં દેવું એવો અકીદો હશે તો તે ખાણુ પણ પોતે હરામ થઈ જશે. (જેવી રીતે કે ઉપરની લીટીઓમાં બયાન થઇ ગયું).

તેથી કરીને જ્યારે અલ્લાહપાકને વાસ્તે દઇને તેનો સવાબ (કોઇને) મોકલવાનો ઇરાદો છે ત્યારે જેવી રીતે બીજી ચીજો ખુદા પાકને વાસ્તે તમે આપો છો અને તેમાં કોઇ પણ તરેહનો ધતીંગ કે ધિંગાણું કરતાં નથી જેમકે ફકીરને પૈસો દીધો અને તે પૈસાને તમે ધોતા નથી. અનાજ દીધો, ઘરમાં રંધાયલા ખાણામાંથી રોટલી દઇ દો છો એવીજ રીતે એ પણ સાધારણ રીતે રાંધીને દઇ દીઓ. કેમકે એ પણ (સૌથી) મોટી દરગાહ એટલે અલ્લાહ પાકની જનાબમાં જાય છે, તે પણ ત્યાંજ જાય છે ત્યારે બંનેમાં ફરક કેવો? અને જો વિચારોતો એમ કરવામાં એક તરેહથી વલીઅલ્લાહોને ખોદાપાકપર મોટાઇ દેવી છે. અને એક બીજો મનનો ચોર તો જુદો રહ્યો કે તે (ખાણું) બુઝુર્ગોની દરગાહમાં જાય છે અને એ (પૈસો) અલ્લાહની દરગાહમાં જો કે એક જાહેર શિરક છે.

૧૧ એ સો કરતાં વધારે ખરાબ રિવાજ એ છે કે દરેક બુઝુર્ગને વાસ્તે જુદા જુદા ફાતેહા દેવડાવવામાં આવે છે (જેવી રીતે કે) એ (ફાતેહા) અલ્લાહ સાહેબનો, એ જનાબ મોહંમદ (સલ)નો, અથવા હઝરત બીબી (ફાતેમા રદી)નો એની તો જાહેર મતલબ એ થાક છે કે ફક્ત એટલું (ખાણું) તો અલ્લાહ પાકને અને એટલું બીજા બુઝુર્ગોને ત્યારે તો એ કામના શિરક હોવામાં કોને શક બાકી રહી શકે છે? અસતગ ફિરૂલ્લાહ એવું શિરક અને બુરૂં હોવું કલામે શરીફમાં ખુલ્લેખુલ્લું બયાન થયલું છે. (એવા અકીદા અને કામ)થી તોબા કરવી જોઈએ તમામ ચીજો ખુદાપાકને નામે દઈ દીઓ પછી એટલાઓને સવાબ બક્ષવું હોય તો બક્ષી દીઓ.

પછી એક બીજો તમાશો (વિચારવા લાયક) એ છે કે સાધારણ મુડદાંઓ (સગાં વ્હાલાંઓ)ના ફાતેહા તો સૌના એકજ સાથે કરાવી દે છે પણ મોટા મોટા બુઝુર્ગોના ફાતેહા જુદા જુદા કરાવે છે જેની મતલબ એવી થાય છે કે તે તો બિચારા કમજોર ગરીબ લોકો છે તેથી કરીને એકજ વખતે (તેઓના ફાતેહા) થઇ જાય તો કંઇ હરકત નથી. અને એ લોકો તો મોટા લોકો છે,

જો એહજ વખતે (તેઓના ફાતેહા) થશે તો (પોતપોતાનો હિસ્સો લેવાને) વઢી મરશે, એકબીજાના હાથોમાંથી લઇને ન્હાસશે. લાહોલા વલા કુવ્વતા ઇલ્લા બિલ્લાહ.

૧૨ હઝરત બીબી (ફાતેમા રદી) ના ફાતેહામાં એક એ પણ જરૂરની વાત ગણાય છે કે ખાણું બંધ કરી દેવામાં આવે ખુલ્લું રહે નહીં, કેમકે તેવણ (રદી) પડદાવાળી (બીબી) હતી, તો તેવણનું ખાણું પણ કોઇ પરાયા મરદની રૂબરૂ ખોલવામાં આવે નહીં એ વાત કેટલી ખોટી છે તે જાહેર છે.

૧૩ હઝરત બીબી (ફાતેમા રદી)ના ફાતેહા અને સહનકના ખાણામાં એ પણ એક જરૂરી વાત છે કે તેને મરદો ખાય નહીં. જો તેઓ ખાશે તો વારૂં હઝરત (રદી)નો પડદો રેહશે કેમ? (તોબા કેવો ખોટો અકીદો છે. ફતાવાએ બઝાઝીયામાં છે કે જે કોઇ એવો અકીદો રાખશે કે બુઝુર્ગોની રૂહો હાઝેર નાઝેર છે તો તે કાફેર થઈ જશે). અને દરેક ઓરત પણ તેને ખાઇ શકતી નથી કોઇ પાક ચોખી નેક ઓરત તેને ખાઈ શકે છે. અને બેવા (વિધવા) એ પોતાનો બીજો નિકાહ કીધો હોય તેણીએ પણ ખાવું નહીં, એ પણ બહુ મોટો ગુનો છે. કુરઆને શરીફમાં એ અકીદાની બુરાઇ પણ બયાન થયલી છે

૧૪ બુઝુર્ગો અને અવલીયા અલ્લાહોના ફાતેહામાં એક એ પણ બુરાઇ (લોકોએ પોતાના બુરા અકીદાથી પેદા કીધી) છે કે લોકો તેઓને પોતાની મુરાદો પુરી કરનારા આફતો દૂર કરનારા સમજીને એવી નઇયતથી ફાતેહા નેયાઝ દેવાડે છે કે તેઓ (રાજી થઈને પોતા)ની મદદથી અમારા સૌ કામો ઠીક કરી દેશે. મુરાદો પુરી થશે, માલ અને ઓલાદમાં બરકત થશે રોજી રિઝક વધશે, બચ્ચાંઓની ઉમર વધશે. દરેક મુસલમાન જાણે છે કે એવી તરેહનો અકીદો ચોખ્ખો શિરક છે. ખોદાપાક બચાવે*

મતલબ એ કે એ તમામ રસમો અને આદતોને તદન છોડી દેવી જોઇએ. જો કોઇને સવાબ મોકલવો મંજુર હોય તો ફકત જેવી રીતે શરીઅત આપણને શીખવે છે તેવીજ સાદી રીતે મોકલવું જોઈએ. જેવી રીતે કે અમે ઉપર બયાન કરી ચુકયા છીએ. અને એ સૌ ધતીંગોને છોડી દેવાં જોઇએ કોઈ પણ રિવાજ મૂજબ ચાલ્યા વગર જે કંઇ મળી આવે અને જેની તાકાત હોય તે ચીજ પેહલાં કોઇ ગરીબને દઈ દીએ, પછી તેનો સવાબ (કોઇની રૂહને) બક્ષી દીએ અમારા આ બયાન પરથી અગ્યારમી, સેમની, (શાહ અબ્દુલહક અથવા અસહાબે કહફ (રહ)નો) તોશો (મૌલુદ રજબી) વિગેરે સૌનો હુકમ જણાઈ આવ્યો અને સમજાઇ ગયો.

કેટલાક લોકો કબરોપર નેયાઝ મલીદો ચઢાવે છે, એ તો તદન હરામ છે. અને આ ચઢાવેલી ચીજનું ખાવું પણ હરામ છે. નહીં પોતે ખાઓ અને નહીં ખાવા દીઓ કેમકે જે ચીજનું ખાવું દુરસ્ત નથી તેનું દેવું પણ દુરસ્ત નથી. (જેવી રીતે કે હનફી ફિકેહની ત્રણ કિતાબોથી એ મસઅલો ઉપર હમણાજ બયાન થયો છે).

---

* એ અકીદાને સારી પેઠે સમજવું હોય તો જનાબ મૌલાના મરહુમ ગુલામમોહમદ સાહેબ રાંદેરવાળાના કુતુબખાના સાહેદીય્યહ રાંદેરથી રદ્દે (શિરક નામની હાલમાં નવી છપાયલી ચોપડી ફકત ત્રણ આના તેની કીંમત અને અર્ધો આનો પોસ્ટ સ્ટામ્પ મોકલી મંગાવી લેવાને હું ખાસ ભલામણ કરૂં છું) અ. અ, કાદરી.

૧૫. કેટલાક લોકો કબરોપર (ફુલની) ચાદરો અને ગિલાફ મોકલે છે. અને તેની મનંત માને છે. ગિલાફ અને ચાદરો ચઢાવવી (શરીઅતમાં) મના છે. (બિચારા ગરીબો નાંગા ફરે અને ટાઢમાં ટાઢથી મરે પણ એ ગિલાફ ચઢાવનારા તે બાપડાઓને ફાટેલું પુરાનું લુગડું પણ નહીં દીએ જે કે જરૂરી કામ છે અને જે કામથી બેહદ સવાબ મળે છે પણ કબરોપર રેશમી અને કિનખાબના ગિલાફો ચઢાવવા તૈયાર રહે છે. કોઇ બુઝુર્ગે કેવું સારૂ ફરમાવ્યું છે કેઃ—

ખાક અયસી અકલપર પથ્થર પડે
કબ્ર ઓઢે આદમી નંગે ફિરે.

એટલે એવી અકકલપર ધુળ કે કબર તો સારા લુગડાઓથી શણગારાય જે કે વગર જરૂરી અને શરીઅતમાં મનાથયલું કામ છે અને માણસો નાગા ફરે કે જેઓને લુગડાં પેહરાવવાં શરીઅતનો હુકમ જરૂરી કામ છે) અને જે અકીદા (એટલે નજર મંનત માનવા) થી લોકો એમ કરે છે તે (અકીદો) શિરક છે. (કેમકે નઝર મંનત માનવી (ઇબાદત છે અને ઇબાદત ખુદાપાક શિવાય કોઇ પણ બીજાની કરવી શિરક છે).

અને વળી બીજા સદકા ખેરાતમાં પણ જાહેલોએ ઘણા શરીઅતથી ઉલટા રિવાજો જારી કીધેલા છે. જેવી રીતે કે એક રીવાજ જાહેલોમાં એવો ફેલાયલો છે કે કોઈ બીમારીનો ઉતારો સમજીને સમડીઓ અને કાગડાઓને ગોશ ખવાડે છે. ( અને તે વખતે એમ કહે છે કે "કલીલ કલીલ તેરે બચ્ચે આસે ભૂખે હો તો લે જાઇયો"). અને એમ ખવાડવામા ઘણું કરીને તેઓનો એવો એઅતેકાદ હોય છે કે બીમારી આ ગોશમાં વિંટળાઇને ચાલી ગઇ અને તેથીજ કરીને તે ગોસ્તને આદમીના ખાવા લાયક તેઓ ગણુતા નથી. અને એવો એઅતેકાદ શરીઅતમાં તદન ખોટો છે. તેથી એ પણ તદન શરીઅતથી ઉલટો છે.

એક રિવાજ એ છે કે બજારથી કોઇ પક્ષી મંગાવીને છોડે છે. અને એમ સમજે છે કે અમે અલ્લાહને વાસ્તે એક જાનવાળી ચીજ છોડી મુકી, અલ્લાહપાક અમારા બીમારની જાનને દુઃખથી છોડાવશે. ત્યારે એવો એઅતેકાદ રાખવો કે જાનનો બદલો જાન હોય છે શરીઅતમાં એ વાતની કોઇ દલીલ નથી. એવી બેદલીલ વાતને માનવું એ પોતે ગુનો છે.

એક રિવાજ એથી વધારે ગાંડપણનો છે કે કોઇ ખાવા પીવાની ચીજ ચાર રસ્તાપર મુકાવે છે એ તદન કાફરોની રસમ છે. કાફરોના કામો એ તો સાધારણ વાતોમાં પણ મના છે. અને તેની સાથે જો અકીદો પણ ખરાબ હોય તો તેમાં શિરક કુફરનો પણ ભય છે. એ કામના કરનારાઓ એમજ સમજે છે કે એ માણસ પર કોઇ જીન અથવા ભુત અથવા પીર શહીદનો બોજો અથવા ઇજા છે, તેઓને નામે ભોગ દેવાથી તેઓ રાજી થઇ જશે. અને એ બીમારી અથવા તકલીફ જતી રેહશે ત્યારે એ તો તદન મખલુકની ઇબાદત કરવી છે. જેનું શિર્ક હોવું ખુલ્લું જાહેર છે. અને એમાં રિઝકની જે બેઅદબી અને રસ્તે જનારા લોકોને જે તકલીફ થાય છે તેનો ગુનો જુદો થાય છે.

એક રિવાજ તે લોકોએ એ ઘડી કાઢેલો છે કે કેટલાક વખતોને વાસ્તે કેટલીક ચીજો ખાસ મુકર્રર રાખી છે જેવા અડદ અને તેલ અને તેપણુ ખાસ ભંગીયાનેજ દેવામાં આવે છે. પેહલાં તો એવી રીતે મુકર્રર કર-

વાની શરીઅતમાં કોઇ દલીલ નથી, અને બેદલીલ વાતને મુકર્રર કરવી ગુનો છે અને વળી મુસલમાન હાજતવાળાને છોડી ભંગી યાને દેવું એ શરીઅતની સાથે વઢવું છે કેમકે શરીયતમાં મુસલમાનોનો હક વધારે છે અને સો કરતાં તેને પેહલાં દેવું જોઇએ. અને વળી એમાં એવો એઅતેકાદ પણ હોય છે કે એ સદકામાં બીમારી વિંટળાયલી હોય છે, તેથી કરીને નાપાક ખરાબ લોકોને દેવું જોઈએ, કે તેઓ સો અલાબલા ખાઈ જશે. ત્યારે એઅતેકાદ પણ ખોટો છે. અને બેદલીલ વાતનો એઅતેકાદ કરવો પોતે ગુનો છે, તેથી કરીને ખેરાત કરવાની એ સો રીતોને છોડી સીધી રીતે અમલ કરવો જોઇએ કે ખુદાપાકે જે કંઈ દીધું હોય પછી તે ગમે તે ચીજ હોય તે સંતાડીને કોઈ ગરીબ હાજતવાળા માણસને એવી નઇયતે દઈ દીએ કે અલ્લાહ પાક તેનાથી રાજી થશે અને તેની બારકતથી બલા અને આફતને દૂર કરશે. એ શિવાય તમામ નકામા ધતીંગો છે એટલુંજ નહીં પણ ગુનો છે *

એક રિવાજ એવો ચાલુ કીધો છે કે ગુલગુલા વિગેરે રાંધીને ઓરતો મસજીદમાં લઇ જઇને ખાસ કરીને મેહરાબ અથવા મિંબર પર મુકે છે. અને કેટલેક ઠેકાણે વાજું પણ સાથે હોય છે, વાજાનું હોવું જાહેર છે કે કેવું બુરૂં છે અને બીજી રસમો પણ નકામી છે એટલુંજ નહીં પણ મસજીદમાં ઓરતોનું જવું મના છે, અને જ્યારે નમાજ વાસ્તે મસજીદમાં જવું ઓરતોને મના છે તો એવા કામો તો તે (વા ફરજ કામ)ના મુકાબલામાં કંઇ પણ નથી. તેમાં કેટલીએક તો જુવાન હોય છે, કેટલીએક ઘરેણાંઓ પેહરેલી હોય છે. કેટલીએક પોતાના હાથમાં દીવો રાખે છે, કે અમારૂં મોં પણ જોઇ લીઓ. એવીજ રીતે કેટલીએક ઓરતો મંનત માનવાને અથવા દોઆ માંગવાને અથવા સલામ કરવાને મસજીદમાં જાય છે. એ સો શરીઅતથી ઉલટી વાતો છે. સો રસ્મોથી તોબા કરવી જોઇએ. જે કંઇ દેવું દેખાડવું હોય અથવા દોઆ માંગવી હોય પોતાના ઘરમાં કરી લીયો.

* એના ઉપરથી એ પણ સાબિત થઇ ગયું કે સદકાની ચીજને બીમારનો હાથ અડકાવીને અને કેટલેક ઠેકાણે તમામ બદનને અડકાવીને ગરીબોને આપવામાં આવે છે. એ પણ નકામું ધતીંગ છે.

## તે રસમોનું બયાન જે કે કોઇના મરવા પછી પાળવામાં આવે છે.

૧ ગુસલ દેવામાં અને કફન પહેરાવવામાં ઘણી વાર લગાડે છે. દિલ કોઇ પણ રીતે તેઓનું એમ નહીં પસંદ રાખતું કે મરનાર ઘરથી બહાર જાય જનાબ પયગંબર સાહેબે (સલ) ઘણી તાકીદ કીધી છે કે જનાઝામાં કદી ઢીલ કરવી નહીં,

૨ જનાઝાની સાથે કેટલુંક અનાજ અને પૈસો વિગેરે મોકલે છે કે કબરપર ખેરાત કરી દેવામાં આવે. એમાં ઘણું કરીને નામની મોટાઇની નઇયત હોય છે. જેમાં કંઇ પણ સવાબ મળતું નથી. બીજું એ થાય છે કે ગરીબો તો રહી જાય છે અને જેઓનો (મસજીદના મરઘાઓનો) એજ ધંધો છે તેઓ ઘેર લઈ જાય છે. સવાબને વાસ્તે જે કંઇ દેવું હોય સોથી સંતાડીને એવા લોકોને દેવું જોઈએ કે જેઓ બીચારા ઘણીજ હાજતવાળા અથવા દીન ચુસ્ત નેક લોકો હોય.

૩ ઘણીખરી આદત છે કે મરવા પછી મરનારના લુગડાં અથવા કુરઆને શરીફ

વિગેરે કાઢીને ખોદાપાકને વાસ્તે દઇ દે છે. સારી પેઠે સમજી લીઓ કે જ્યારે કોઈ મરે છે ત્યારે તેનો વારસો શરીઅત મુજબ જેટલા માણસોને મળતો હોય તે સૌ માણસો તે મરનારની દરેક નાની મોટી ચીજના માલેક બને છે. અને તે સૌ ચીજો એ સોના ભાગ પડતા હિસ્સાઓ ઠરે છે. ત્યારે એક કે બે માણસોને ક્યારે દુરસ્ત છે કે વ્હેંચવાની સૌની માલેકીની ચીજો કોઇને દઇ દીએ.

અને જો તમામ વારેસો રજા પણ આપી દીએ પણ તે (વારેસો)માં કોઈ નાબાલેગ હોય ત્યારે પણ એવી (વારસામાં વ્હેંચવાની) ચીજ દેવી દુરસ્ત નથી. અને તે (નાબાલેગની) ઇજાઝત (પરવાનગી) માતબર નથી, એવીજ રીતે જો તમામ વારેસો બાલેગ હોય પણ (રિવાજને લીધે) શરમાઇને રજા દઇ દીએ ત્યારે પણ એવી ચીજનું દેવું દુરસ્ત નથી. તેથી કરીને જ્યાં એવો બનાવ બને ત્યાં પેહલાં તો આલેમ મોકલીને પૂછીને તે સૌ ચીજોને ભાગ પડતી પોતપોતામાં વ્હેંચી લીએ. પછી દરેક માણસને પોતાના હિસ્સાનો અખત્યાર છે જે ચાહે તે કરે અને જેને ચાહે તેને દઇ દીએ. અલબત જો તમામ વારેસો બાલેગ હોય અને સૌ પોતાની રાજીખુશીથી દઇ દીએ તો વ્હેંચી લીધા અગાઉ પણ ખરચ કરવું દુરસ્ત છે.

૪. કેટલીએક મુકર્રર તારીખો (જેવી કે ત્રીજે દહાડે ગીયારત ચાલીસો, સાઠી, છમાહી અને વરસી) અથવા તેઓના કરતાં કંઇ આગળ પાછળ કેટલુંક ખાણું રાંધીને જમાતમાં વ્હેંચવામાં આવે છે અને કેટલુંક તો ગરીબોને ખવાડવામાં આવે છે જેને ત્રીજો, દસમો, ચાલીસો કહે છે. તેમાં પેહલાં તો નઇયત દુરસ્ત હોતી નથી ફક્ત નામને માટેજ એ સૌ ધામધુમ કરવામાં આવે છે. જ્યારે એવી નઇયત થઇ તો સવાબ તો શાનો હોય ઉલટો ગુનો અને વબાલ થાય છે. કેટલેક ઠેકાણે કરજ લઈને એ સૌ રસમો પૂરેપૂરી રિતે પાળવામાં આવે છે અને સૌ જાણે છે કે એવા વગર જરૂરી કામને વાસ્તે કરજ લેવું પોતે ખરાબ વાત છે અને એ ટલે દરજ્જે રસમ પાળવી કે શરીઅતના હુકમો કરતાં પણ વધારે તેને માનવું એ પણ ગુનો છે.

અને ઘણું કરીને એ રસમો મુડદાના માલમાંથી કરવામાં આવે છે જેમાં યતીમોનો પણ વારસો હોય છે. યતીમોનો માલ સવાબના કામોમાં ખરચવું દુરસ્ત નથી. ત્યારે ગુનાહોના કામોમાં તો વધારે બુરું થશે. અલબત પોતાના માલમાંથી જે કંઇ તોફીક (ખુદાપાક તરફથી) થાય. ગરીબોને છુપાવીને દઇ દીએ એવી ખેરાત ખુદાપાકને ત્યાં કબુલ થાય છે. કેટલાક લોકો મસજીદોમાં ખાસ કરીને મીઠા ચોખા (રાંધીને) મોકલે છે. કેટલાક તેલ મોકલે છે કેટલાએક લોકો બચ્ચાના મરી જવાથી દૂધ મોકલે છે કેમકે તે બચ્ચું દુધ પીતું હતું. એવી રીતેજ મોકલવું જરૂરી છે એ વાત શરીઅતમાં કયે પણ નથી. પોતાના તરફથી શરીઅતમાં નવી વાતો ઘડી કાઢવી મોટો ગુનો છે. એવા ગુનાહોને શરીઅતમાં બિદઅત કહે છે અને જનાબ પૈગંબર સાહેબે (સલ) ફરમાવ્યું છે કે "બિદઅત ગુમરાહીની ચીજ છે. અને તે દોઝખમાં લઇ જશે."

કેટલાએક લોકો એમ સમજે છે કે મયકુર દહાડાઓમાં અને જુમેરાતને દહાડે અને શબબરાત વિગેરેમાં મુડદાઓની રૂહો

ઘરોમાં આવે છે. એ વાતની શરીઅતમાં કોઇ પણ દલીલ નથી (જેનું બયાન ઉપર પણ થઇ ગયું) અને તેઓને આવવાની જરૂરજ શી? કેમકે જે કંઇ સવાબ મુડદા-ઓને મોકલવામાં આવે છે તે સવાબ તેઓને તેઓના મુકામોમાંજ પોંહચી જાય છે. પછી તેને શી જરૂર પડી કે તે ઘેરેઘેર ભટકતું ફરે. વળી એ પણ યાદ રાખવું કે જો તે મુડદુ નેક અને જંનતી છે તો એવી આરામ આસાયશની જગ્યા છોડીને તે આવશેજ કેમ? કે આરામથી છુટીને ફરતો ફરે. મત-લબ એ કે એ વાત તદને બેપાયા માલમ પડે છે. જો કોઇ એવી ગેરમાતબર કિતાબમાં જુઓ તો ત્યારે પણ એવો અકીદો રાખશો નહીં. જે કિતાબોને આલેમો માને નહીં, તે-ઓના ઉપર તમે ભરોસો કરશો નહીં.

૫ મઇયતના ઘરમાં ઓરતો ઘણી વ-ખતે એકઠી થાય છે. અને એમ જાણે છે કે અમે એના દુઃખમાં ભાગ લઇએ છીએ. પણ ત્યાં પોંહચીને કેટલીએક તો પાન સોપારી ખાવામાં લાગી જાય છે અને જો પાન સો-પારી ખવાડવામાં જરા વાર લાગી જાય તો આખી ઉમર તેઓ ફલા કરે છે કે ફલા-ણાને ઘેર પાનનો કકડો પણ મળ્યો નહીં. (કમબખ્તોને કોઇ પુછતું નથી કે તમે ત્યાં પાન ખાવા ગયા હતા કે તે બિચારા-ઓના દુઃખમાં ભાગ લેવા?)

કેટલીએક ઓરતો ત્યાં ખાણું પણ ખાય છે. અગર જો પોતાનું ઘર ઘણુંજ પાસે હોય, પણ જાણીજોઇને તે બિચારાઓને ઘેર જઇને પડી રહે છે. અને કેટલીએક તો આખો મહીનો ત્યાંજ ગાળે છે. વારૂં કહોતો એ ઓરતો દલગીરી મટાડવા આવી છે કે પોતે પોતાનું દુઃખ બીજાઓ પર નાંખવા (અને તેથી દલગીરી વધારવા) આવી છે? એવી નકામી ઓરતોને લીધે ઘરવાળાઓને એટલી બધી તકલીફો અને ગભરાટ થાય છે કે જેનો પાર નથી. એક મુશીબત તો તે બાપડાપર હતીજ બીજી એ તેના કરતાં વધારે ભારે મુશીબત બિચારાપર આવી પડી. *એક મુશકિલસેતો મરમર કે જુવાથા જીના
* ઓર યેહ પડ ગઇ કયસી મેરે અલ્લાહ નઇ
એતો તેજ કેહણી થઇ કે "સર પીટના ઘર લુટના."

તેમાંની કેટલીએક તો મુડદાનું (ભુલીને પણ) નામ લેતી નથી પણ બબે ચારચાર (જણીયો) એકઠી થઈ ને બેસે છે અને આખી દુન્યાના (જાણે) કિસ્સા (ગીબતો) ત્યાં બયાન કરવામાં આવે છે. એટલુંજ નહીં. પણ હસે છે અને ખુશ થાય છે. લુગડાં એવાં ભપકાદાર પેહરીને આવે છે કે જાણે કોઇની શાદીમાં શામેલ થવા જાય છે વારૂં એ નકામીયોના આવવાથી દીનનો અથવા દુન્યાનો કયો ફાયદો થયો? (જરા પણ નહીં).

કેટલીક જે ખરેખર ભલું ચાહનારીઓ કેહવાતી હોય તેઓ તો બિચારીઓ કંઇ દરદ દુઃખમાં શામેલ થાય છે પણ દુઃખમાં ભાગ લેવાનો જે ખરેખરો રસ્તો છે કે મરનારના સગાઓને દિલાસો દીએ, સબર કરવાને કહે, તેઓના દિલને મજબુતી આપે, એવી રીતે તો કોઇ ભાગ લેતું નથી, પણ અધુરામાં પુરૂં ગળે વળગીને પોતેજ (બરાડો પાડી) રડવા મંડી જાય છે અને કેટલીએક તો એમજ ઢોંગ કરીને જરા રડવા જેવું મોઢું બનાવે છે, પણ આંખોમાં તો એક ટીપું આંસુનું હોતું નથી.

અને કેટલીએક તો પોતાના મરી ગયલા મુડદાઓને યાદ કરીને જાણી જોઇને ઘરવાળાઓપર પોતાનું એહસાન (ઉપકાર) જણાવે છે, અને જે બરાબર ખરા દિલથી રડે છે તેણીઓ પણ કયાં સારૂં કામ કરે છે. કેમકે તેમાની ઘણી ખરી તો (મુડદાની સારી વાતો) બયાન કરીને રડે છે. જેને વાસ્તે જનાબ રસુલે ખોદા (સલ)એ ઘણીજ સખતાઇથી મનાઈ કીધી છે એટલુંજ નહીં પણ (એવી રડનારીઓપર) લઅનત કીધી છે. (ખોદા પાક આપણને પોતાની અને પોતાના રસુલની લઅનતથી બચાવે આમીન).

અને વળી એ લોકોના રડવાથી ઘરવાલાઓને વધારે રડવું આવે છે. તેઓ બિચારા વધારે બેચેન થઇને વધારેને વધારે રડે છે. અને જે કંઇ થોડો ઘણો સબર આવ્યો હતો તે પણ જતો રહે છે ત્યારે એ ઓરતોએ સબર દેવાડવાના બદલામાં બેસબરી વધારી દીધી. ત્યારે એ લોકોના આવવાથી ફાયદો જ શો થયો? ખરી વાત તો એ છે કે દુઃખી બિચારાઓની દલગીરી મટાડવા કોઇ આવતું નથી પણ પોતાના ઉપરથી ઠપકો દૂર કરવા સૌ એકઠા થાય છે. જ્યારે ઓરતોના એકઠા થવામાં એટલો બગાડો છે ત્યારે એ એકઠું થવું જાયઝ કેવી રીતે થઇ શકે?

એમાંની કેટલીએક તો ઘણે દુરથી પરોણા તરીકે આવેલી હોય છે, ડમણીઓમાં બેસીને આવે છે, અને ઘણા દહાડા સુધી રહે છે અને બળદોનો ઘાસ દાણો અને પોતાની પરોણાચાકરીનો બોજો ઘરવાળાઓ પર તેણીયો નાંખે છે. પછી મરનારના સગાઓપર ગમે તેવી તકલીફ હોય અને ગમે તો તેઓના ઘરમાં ખાવાનું પણ નહીં હોય પણ એ લોકોને વાસ્તે જોઇતી તમામ ચીજો પૂરી પાડવીજ પડે છે. અગર જો હદીસ શરીફમાં છે કે "પરોણાને જોઇએ કે ઘરવાળાઓને (પોતાની ફરમાશોથી) મુશકેલીમાં નાંખે નહી." અને એથી વધારે (તે બાપડાઓને) તકલીફમાં નાંખવું બીજું શું થઈ શકે છે?

વળી કેટલાએકની સાથે બચ્ચાઓની ધાડ હોય છે અને તેઓ (દહાડામાં) ચાર ચાર આઠ આઠ વખત ખાવાનું માંગે છે. કોઇ તો ઘી શાકર માંગી રહ્યો છે તો કોઇ દુધને વાસ્તે રડી રહ્યો છે. અને એ તમામ ચીજોનો બંદોબસ્ત ઘરવાળાને (ગરીબને) કરવો પડે છે. અને ઘણા દહાડા સુધી એમ ચાલ્યા કરે છે. તેમાં વળી ખાસ કરીને (કોઇ) ઓરત જો એવા થઇ જાય છે ત્યારે (એ બાઘરા લશકરોની) ચઢાઇ થાય છે. બીજી તેવીજ (લુંટનારી) ચઢાઇ જ્યારે તેણીની ઇદ્દત પૂરી થાય છે ત્યારે થાય છે. જેનું નામ છમાહી રાખેલું છે. અને (તે વખતે બહાનું એ) કેહવામાં આવે છે કે ઇદ્દતમાંથી કાઢવા એ સૌ આવેલાં છે.

એ લોકોથી એ પૂછવું જોઇએ કે શું ઇદ્દત કોઇ કોઠડી છે જેમાંથી બેવાના હાથ પગ પકડીને તમે તેણીને બાહેર કાઢો છો? જ્યારે ચાર મહિના અને દશ દહાડા વિતી ગયા તે પોતે ઇદ્દતથી નીકળી જાય છે. અને જો તેને હમલ (ગર્ભ) હોય તો જ્યારે તેણીને બચ્ચું પેદા થાય (પછી પાંચ દહાડા પછી કેમ નહોય) તેની ઇદ્દત પુરી થઇ જાય છે. અને તેને વાસ્તે એ ધતીંગની શી જરૂર છે કે આખી દુન્યા એકઠી થાય?

વળી એ સૌ ધીંગાણું કરનારાઓનો ખર્ચો મરનારના માલમાંથી કરવામાં આવે

છે. જેમાં સૌ વારેસોનો ભાગ હોય છે. તેમાંના કેટલાક (વારેસો) તો પરદેશમાં હોય છે કે જેઓની એ બાબતમાં જરાએ રજા લેવામાં આવતી નથી. અને તેમાંના કેટલાક તો નાબાલેગ હોય છે કે જેઓની રજા દેવી શરીઅતમાં માતબર નથી સારી પેઠે યાદ રાખશો કે જે કોઇ એ ખરચો કરશે એ સૌ તેને માથે છે. અને સૌ વારેસોના હકો પૂરેપૂરા તેઓને દેવા પડશે. અને જો કોઇ એવું બહાનું કરશે કે એ સૌ ખરચોને વાસ્તે પુરતું નથી. તો તેનો જવાબ એ છે કે જો સૌના ભાગો પણ પુરતા નહિ નહોય ત્યારે શું કરશો. ત્યારે શું પાડોશીને ત્યાં ચોરી કરવી દુરસ્ત થઇ જશે. મતલબ એ કે એ ધતીંગમાં ખરચ કરનારા ગુનેગાર થશે.

અને એ ખરચ આવનારાઓને લીધે થયો તેથી તેઓ પણ ગુનેગાર થાય છે. તેથી કરીને એમ કરવું જોઇએ કે જે મરદ ઓરતો (મરનાર ઘરની) પાસેના હોય તેઓને જોઇએ કે તેઓ તો એમ જરા ઉભા ઉભા આવી જાય અને દિલાસો દઇને ચાલ્યા જાય, ફરી બીજી વખતે આવવાની કંઇ જરૂર નથી. એવીજ રીતે દહાડો મુકર્રર કરવાની વાત પણ નકામી છે જેને જ્યારે ફુરસદ મળી ત્યારે આવી જાય. જેઓ દુરના હોય અને તેઓ એમ જાણતા હોય કે અમારા ગયા વિના દુઃખી લોકોને દિલાસો મળશે નહીં. તો તેઓને આવવામાં કંઇ પણ અડચણ નથી, પણ ગાડી વિગેરેનો ખરચો પોતાની પાસેથી કરવો જોઇએ અને જો ફકત ઠપકો દુર કરવા આવવાના હોય તો કદી આવે નહીં. ફકત કાગળ લખીને દલગીરી જાહેર કરી દીએ.

૬ બીજો રિવાજ એ છે કે મય્યતવાળાઓને વાસ્તે સૌથી પેહલાં જે પાસેનું સગું હોય હોય છે તેને ત્યાંથી ખાણું આવે છે. એ વાત તો ઘણી સારી છે. પણ તેમાં પણ લોકોએ કેટલીક બુરી વાતો ભેળસેળ કરી નાંખે છે, તેઓથી બચવું જોઈએ. (૧) એ કે તેમાં અરસપરસનો હવે વિચાર આવવા શરૂ થયો છે કે ફલાણાએ અમારે ત્યાં મોકલ્યું હતું આપણે તેને ત્યાં મોકલીએ, વળી એ વાતનો વિચાર એટલા દરજ્જા સુધી થયો છે કે જો પોતાની પાસે નહિ હોય અને કોઈ બીજો માણસ રાજીખુશીથી ચાહે કે તે મોકલે, પણ એ માણસ હઠ કરે છે કે "ના (ખાણું તો) અમારે ત્યાંથીજ જશે" અને એનું કારણ ફકત એટલુંજ છે કે જો અમે નહીં મોકલશું તો અમને મ્હેણું મારવામાં આવશે, કે "(અમારૂં તો) ખાઇ લીધું પણ તેના બદલામાં મોકલાયું નહીં."

અને એવી રીતે રસમને વળગવુંજ પોતે મના છે. વળી તેને વાસ્તે કરજ લેવો પડે છે તેથી કરીને એ રસમનેજ છોડી દીએ (તો કેવું સારૂં) જે કોઈ સગાવહાલાનો ઇરાદો થાય તે મોકલી દીએ. વળી સાથે એ પણ રિવાજ ખોટો છે કે પાસેનું સગું હોવા છતાં દુરનું સગું કેમ મોકલે અને એટલા માટે વઢાવઢી કરે છે, અને એનું કારણ પણ તેજ બદનામી મટાડવી છે, તો એ રસમને પણ છોડી દેવી જોઇએ.

વળી એમાં એક ખરાબ રિવાજ એ પણ ચાલુ થઈ ગયો છે કે જરૂર કરતાં ઘણું વધારે (ખાણું) મોકલવામાં આવે છે અને મઇયતના ઘરમાં ઘણા દુરના પણ સગાવાળાઓ ખાવાને વાસ્તે બેસી પડે છે. એ ખાવું તો તેજ ગરીબોને ખાવું જોઇએ કે જેઓ પોતાના દરદ દુઃખમાં મુબ્તેલા

સળગાવી શકતા નથી અને જેઓના ઘરમાં સૌએ રાંધેલું છે તેઓ એ ખાણામાંથી કેમ ખાય છે. ગમે તો પોતાને ઘેર જઇને ખાય અને ગમે તો પોતાને ઘેરથી અહીં મંગાવી લીએ.

એક બુરી વાત એ પણ છે કે કેટલાક લોકો એ ખાણામાં પણ ઘણી ધુમધામ કરે છે. એ પણ છોડી દેવું જોઈએ. વખતસર જે કંઇ તૈયાર થઇ જાય તે મદદતવાળાઓને વાસ્તે મોકલી દીએ.

૭ કેટલાએક લોકો એક કે બે હાફેઝોને કંઈ દઇને કુરઆન પઢવા મુકર્રર કરે છે કે મરનારને સવાબ મોકલાય. કેટલેક ઠેકાણે ઝીયારતને (એટલે ત્રીજે) દહાડે ચણાઓ ઉપર કલેમો અને સિપારાઓ (ની જુદી જુદી નકલો)માં કુરઆન પઢાવવામાં આવે છે. અને એવા (પઢનારા) લોકો રૂપીયા પૈસા અથવા ચણા અથવા ખાણાની લાલચે કુરઆન પઢે છે તેઓને પોતે કંઈ પણ સવાબ મળતો નથી. અને જ્યારે તે પોતાનેજ એવા પઢવાથી કંઈ સવાબ મળતો નથી તો બીજાને તેઓ સવાબ ક્યાંથી મોકલશે. તે સૌ પઢેલું અને તેઓને (પૈસા વિગેરે) દેવાયલું ખવાડેલું સૌ નકામું જાય છે. *

કેટલાક લોકો લાલચથી તો પઢતા નથી પણ કોઇની વાત રાખવાને અથવા બદલો વાળવાને પઢે છે. એમાં પણ તેજ દુન્યાની નઇયત છે અને તેથી સવાબ કંઇ પણ થતો નથી. અલબત જે માણસ ફકત અલ્લાહનેજ વાસ્તે અને કંઇ પણ લાલચ અથવા વાત રાખવા વગર પઢશે અને જગ્યા અથવા દહાડો ઠેરવશે નહીં તો બેશક (તેવી રીતે પઢેલા) નો સવાબ પોંહચશે.

## રમઝાને શરીફની કેટલીએક રસમોનું બયાન.

૧ એ છે કે કેટલીએક ઓરતો રમઝાન શરીફમાં કોઇ હાફેઝને ઘરમાં બોલાવીને કુરઆને શરીફ (તેને મોઢે તેને ઇમામ બનાવી પોતે તેની પાછળ ઉભી રહીને) તરાવીહની નમાઝમાં સાંભળે છે. જો એ કુરઆનનો હાફેઝ પોતાનેજ કોઇ મહરમ સગો હોય અને ફકત એકજ ઘરની ઓરતો સાંભળી લીયે તો કંઇ હરકત નથી. અને (વળી એ પણ શરત છે કે) એ કુરઆનનો હાફેઝ ફરઝ નમાઝ મસીદમાં પઢીને ફકત તરાવીહ (અને વિતર) પઢાવવાને પોતાને ઘેર આવે તો કંઈ હરકત નથી. પણ આજકાલ એવાં બહુ બેદરકારીઓ તેઓએ પેદા કીધી છે (જેઓને સુધારવી જોઈએ).

૨ કેટલેક ઠેકાણે નામહરમ હાફેઝ ઘરમાં બોલાવવામાં આવે છે. અને અગરજો

---

*રાંદેરમાં એક રિવાજ એ પણ છે કે જે મરદની ઓરત ગુજરી જાય છે અને તે બીજી ઓરત કરવાને તૈયાર થાય છે ત્યારે જે દહાડે તેના નિકાહ મુકરર હોય છે. ખાસ તેજ દહાડે આગલી ઓરતના સગાંઓ તરફથી એરોજ કુરઆનનો ખતમ પઢાવવામાં આવે છે કે જેથી મરનારની રૂહ કબરમાં ફફડે નહી મરહુમાની રૂહ કબરમા ફફડે છે એ અકીદો (નહીં ખબર) એ લોકોએ કયાંથી ઘડી કાઢયો અથવા કોઈ એવીજ ઓરતે કબરમાંથી આવીને લોકોને ખબર દીધી ! નઉઝો બિલ્લાહ કેવી ખોટી વાત છે. અને જો તેમ હોય તોપણ છકલે આ પૈસા દઇને પઢાવવાનો સવાબ તો બિચારીને પોંહચ્યોજ નહી ખોદા પાક મુસલમાનોને એ વાતની તોફીક દીએ કે તેઓ એટલી વાતતો કોઈ સાચા આલેમથી પૂછી લીયા કરે કે ફલાણે ટાંકણે અમે એમ કરીએ છીએ એ ખરૂં છે કે ખોટું ? અથવા તે ટાંકણે શું શું કરવું જોઈએ, કમતરીન અ. અ. કાદરી).

ફકત નામનો પડદો વચમાં હોય છે પણ ઓરતો (અસલથીજ) વધારે બેદરકાર હોય છે. તેથી ઘણું કરીને એમ બને છે કે યાતો હાફેઝ સાહેબની સાથે વાતો શરૂ થઇ જાય છે. અથવા પોતપોતામાં ઘણે જોરથી (હાંસી મજાખની) વાતો કરે છે. અને હાફેઝ સાહેબ (તે વાત ઘણી લેહજત લઇ લઈ ને) સાંભળે છે. ત્યારે વગર લાચારીએ પોતાની અવાઝ નામહરમ (એટલે જેની સાથે નિકાહ કોઇ પણ વખતે જાયઝ થઇ શકતો હોય તે)ને સંભળાવવી કયાં જાયઝ છે?

૩ જે માણુસ કુરઆન શરીફ સંભળાવે છે તે બને ત્યાં સુધી પોતાની અવાજને બહુજ રસીલી (મધુર) બનાવીને પઢે છે. કેટલાએકનો હલક એવો સારો હોય છે કે જરૂર સાંભળનારાઓનું દિલ તેની તરફ ખેંચાઇ જાય છે. એવી હાલતમાં નામહરમ મરદોનો અવાજ ઓરતોના કાનમાં પોહોંચવો કેટલી બુરી વાત છે. (અને શાયદ એટલાજ વાસ્તે નાબાલેગ છોકરાને ઇમામ બનાવી તેની પાછળ તરાવીહ પઢવી પણ મરદો અને ઓરતોને વાસ્તે નાજાયઝ છે એટલે નાજાયઝ હોવાનું એક એ પણ કારણુ થઇ શકે છે).

૪ તમામ મોહલ્લાની (તો શું પણ સો મોહલ્લાઓની) ઓરતો દરરોજ એકઠી થાય છે. પેહલ્લી વાત તો એજ કે ઓરતને વગર લાચારીએ ઘરમાંથી બાહેર પગ કાઢવો મના છે અને એ તો કોઇ લાચારી નથી. કેમકે ઓરતોને વાસ્તે તરાવીહની નમાઝ જમાઅત સાથી પઢવાને કોઈ હુકમ શરીઅતમાં તાકીદ ભરેલો નથી કે તે બીબીઓ જમાઅતની સાથે પઢે (પણ મકરૂહે તહરીમી છે. જુઓ **આલમગીરી** બાબુત તરાવીહ) વળી નીકળવું પણ દરરોજનું જે વધારે બુરૂ છે. અને મોટી ખુબી તેમાં એ કે પાછા ઘેર જવાનો વખત એવો બુરો હોય છે કે રાત વધારે થઇ ગયલી છે. (મરદો પણ મસજીદો કે ખતમોમાંથી તેજ વખતે પોતાને ઘેર પાછા ફરે છે) ગલી અને રસ્તાપર એકાંત હોય છે. એવી હાલતમાં ખુદાપાક નકરે જો માલનો કે આબરૂનો કંઇ નુકશાન થઇ જાય તો તેમાં નવાઇ શી? (એક વખતે એક બાઇને ખુદાપાકના ફઝલથી એવી આફતમાંથી મેં પોતે છોડવી છે. અ. અ. કાદરી) જાણી જોઈ ને પોતાની જાંનને આફતમાં નાંખવી અક્કલથી પણ ઉલટી વાત છે, અને શરીઅતથી પણ ઉલટી. તેમાં ખાસ કરીને કેટલીએક ઓરતો તો ઘરેણાં પહેરીને ગલીયોમાં ચાલી ફરે છે. તેમાં વધારે બુરાઇયોની બીક છે. (**ગુજરાતના મુસલમાનોને એ મસઅલા તરફ વધારે ધ્યાન દેવાની જરૂર છે.**)

એક રિવાજ રમઝાન મહિનાનો એ છે કે ચોદમાં રોઝાને દહાડે ખાવાની ખાસ ધામધુમ કરવામાં આવે છે અને તેને સવાબની વાત ગણે છે શરીઅતમાં જે વાતને સવાબની વાત નહીં કેહવામાં આવી હોય તેને સવાબની વાત સમજવી પોતેજ ગુનો છે (કેમકે એનેજ બિદઅત કહે છે) તેથી કરીને તેને પણ છોડવું જોઇએ.

એક રિવાજ એ છે કે જયારે બચ્ચું પેહલો રોજો રાખે છે ત્યારે કોઈ ગમે તેવો ગરીબ (મુફલેસ) હોય પણ તે કરજ લઇને (અથવા) ભીખ માંગીને પણ રોજા ખોલાવવાનું ધતીંગ જરૂર કરશેજ, જે વાત શરીઅતમાં જરૂરની નહીં હોય તેને જરૂરની સમજવી એ પણ ગુનો છે તેથી કરીને એવી રીતના રસમો રિવાજો છોડી દેવા જોઇયે.

## ઇદની રસમોનું બયાન.

એકતો સેવ (અને શીર ખુરમો) રાંધવાને ઘણુંજ જરૂરી સમજે છે. શરીઅતમાં એ વાત જરૂરી નથી (જુઓ **બહશ્તી ઝેવર**. એ બયાનના દાખલાઓને વાસ્તે મેરાજુલ ઇસ્લામ પુ. ૧લું. અંક ૧૧મો જોવા લાયક છે). જે મનમાં આવે તે રાંધે પણ એમાં સવાબ સમજશો નહીં. બીજું એ કે સગાઓ બચ્ચાઓને કંઈ (ઈદી) દેવી, અથવા સગાંઓને ઘેર રાંધીને કંઈ મોકલવું, વળી તેમાં હું તમારે ત્યાં મોકલું તો તમને મારે ત્યાં મોકલવુંજ જોઇએ. અને પાસે ગુંજાશ નહીં હોય તો કરજ લઇને એમ કરવું, એ રસમ પાળવી (તદન) વાહીયાત છે. અને એમાં (નકામી) તકલીફ થાય છે તેથી એ તમામ રસમો છોડી દેવી.

## બકરી ઇદની રસમોનું બયાન.

(ઉપર બયાન થયલી) ઇદ જેવુંજ લેણુ દેણુ એ (ઇદ)માં પણ થાય છે, જેવો રસમ છોડવાનો હુકમ ત્યાં છે તેવોજ હુકમ અહીં પણ છે. બીજું એ કે એ ઇદમાં ઘણા લોકો પર કુરબાની દેવી વાજેબ થાય છે, અને તેઓ કુરબાની દેતા નથી એ પણ ગુનો છે. ત્રીજું એ કે કુરબાનીમાં પોતાના મનથી એ વાત ઘડી કઢી (ને વધારેલી) છે કે મુંડી પાણી લાવનારનો હક છે, અને પાયા હજામનો હક છે, એ પણ વાહીયાત છે. અને શરીઅતથી ઉલટી વાતને વળગી રેહવું છે. અલબત પોતાની મરજીથી ગમે તેને (ગમે તે ચીજ) દઇ દીઓ.

## ઝીકઅદ (ખાલીનો મહીનો) અને સફર (મહીના) ની રસમોનું બયાન.

નાદાન ઓરતો (અને સાથે તેઓના (ઝન મુરીદ) ગુલામ મરદો પણ) ઝીકઅદ (જે ઇસ્લામમાં વરસનો અગ્યારમો મહિનો ગણાય છે તે)ને ખાલીનો ચાંદ કહે છે. અને તે (મહિના)માં શાદી કરવાને મનહુસ (અશુભ) ગણે છે. એ એતેકાદ (રાખવો ગુનો છે. એવા એતેકાદ)થી તોબા કરવી જોઇએ. અને સફર(ના મહિના)ને તેરાતેઝી કહે છે અને એ મહિનાને નામુબારક ગણે છે. અને કેટલેક ઠેકાણે (એ મહિનાની) તેરમી તારીખે ગુલગુલા વિગેરે રાંધીને વ્હેંચે છે કે એ (મહિના)ની નહુસતથી બચેલા રહે. એ તમામ એઅતેકાદો શરીઅતથી ઉલટા અને ગુનાહો છે. (એવા એઅતેકાદ જો હોય તો તેનાથી) તોબા કરો.

## રબીઉલ અવ્વલ(ના મહિનામાં) અથવા બીજા કોઇ વખતે મોલુદ શરીફ પડવાનું બયાન.

કેટલેક ઠેકાણે ઓરતોમાં પણ મોલુદ શરીફ પઢાય છે. અને જે પ્રમાણે આજકાલ પઢાય છે તેમાં એ નીચે મુજબની બુરાઇઓ છે:—

૧ (મોલુદ) પઢનારી જો ઓરત હોય છે તો તેનો અવાજ ઘણું કરીને દરવાજાની બાહેર જાય છે નામહરમ લોકોને અવાજ સંભળાવવો અને તેમાં ખાસ કરીને શેઅરો (કવિતા) પઢવી વધારે ખરાબીની બીક છે (કેમકે તે ગાવાના ઢબમાં પઢાય છે)

૨- અને જો પઢનારો મરદ છે તો જાહેર છે કે તે (સાંભળનારી) તમામ ઓરતોનો મહરમતો હશે નહીં. ઘણી ઓરતોનો નામહરમ હશે જો આજ કાલના રિવાજ મુજબ તેણે શેઅરોને, ગાવાના ઢબમાં

સારા અવાજે ગાયા તો ઔરતોએ મરદોનું ગાવું સાંભળ્યું એ પણ મના છે.

૩ મોલૂદના બયાનમાં ઘણી કિતાબો રચાયલી છે તેમાં ઘણી ખરી જૂઠી હદીસો અને રિવાયતો છે (ભાગ્યેજ કોઇ કિતાબ એવી હશે કે જેમાં સહીહ રિવાયતો એકઠી કરવામાં આવી હશે ) એવી રિવાયતો પોતે પઢવી, (બીજાઓની પાસે પઢાવવી) અને સાંભળવી એ સૌ ગુનાહો છે. (કેમકે દુન્યાના તમામ આલેમોનો એકમત છે કે જનાબ રસૂલે પાક (સલ) ને વાસ્તે કોઈ પણ જૂઠી વાતને લોકો આગળ સાચી વાત છે એવી રીતે પઢવી, અથવા સાચી વાત છે એમ લોકોને કહી તે વાતપર અમલ કરાવવો એ હરામ છે. અલબત "જનાબ રસૂલે ખોદા (સલ) ને વાસ્તે એ વાત જૂઠી બનાવેલી છે" એવી રીતે લોકોમાં તે જુઠી વાત બયાન કરવી કે જેથી લોકો તે વાતને સાચી માનતાં અટકે, એ તદન જાયઝ એટલુંજ નહીં પણ સવાબનું કામ છે. જુઓ દુરરૂલ મુખ્તાર વઝુનો બાબ).

૪ કેટલાક તો (શું પણ ઘણા ખરા એમ સમજે છે કે જનાબ પયગમબર સાહેબ (સલ) તે મહફિલમાં તશરીફ લાવે છે. અને (ઘણું કરીને લોકો એવાજ ખોટા અકીદાથી) હઝરત (સલ) ની પેદાશના બયાન વખતે વચ્ચે ઉભા થઈ જાય છે. (અને એ ઉભા રેહવા વાસ્તે તેમજ આપનું ત્યાં તશરીફ લાવવા વાસ્તે) શરીઅતમાં એક પણ દલીલ નથી. (પણ પેટપુંજીયા મુલ્લાઓ જો પોતાના ગજવામાંથી હદીસ કુરઆનની માયની (અર્થ) માં ફેરફાર કરીને કંઇ ઘડી કાઢે તો તેનો ઇલાજ નથી. તેઓને જ્યારે કોઇ દલીલ મળતી નથી તો છેલ્લે વગર પાયાની દલીલો ગોઠવી મારે છે. પણ ઇનસાફી અને હકવાત જાણનારાઓની આગળ તેઓનો આ દગોફટકો જરાએ ચાલતો નથી. કેમકે તેઓની એક દલીલ એ છે કે અમે આપના નામની તઅઝીમ વાસ્તે ઉઠીયે છીએ, તેનો એક જવાબ તો એ છે કે એવી રીતે તાઝીમ આપના પાક નામને દેવી એ શરીઅતમાં કયાં બયાન થયલું છે. જો બયાન થયલું હોય તો એ પણ જોવું જોઇએ કે એવી રીતે ખાસ આપનાજ નામની તઅઝીમ દેવાનો હુકમ છે કે બીજા અંબીયા અને રસૂલો (અલ) સૌના નામોને પણ તઅઝીમ દેવીં જોઇએ, અને વળી અલ્લાહ પાકના નામને પણ તઅઝીમ એવી રીતે દેવી જોઇએ કે નહીં ? કેમકે દરેક તરેહની તઅઝીમનો તે વધારે હકદાર છે. પણ શરીઅતમાં તો એમાંની કોઈ દલીલ કોઇ પણ વાત બાબત મળી આવતી નથી. ત્યારે સાબેત થયું કે એ લોકોએ મનઘડત તઅઝીમ ગોઠવી કાઢી છે. અને જો માની લઇએ કે તઅઝીમ દેવી ઠીક વાત છે તો પેહલાં તો દરેકે દરેક વખત જ્યારે ખોદાપાકનું નામે પાક લેવાય ત્યારે ઉભા થઇ જાઓ. અને તે પછી જ્યારે અને જે કોઇ ઠેકાણે હઝરતનું નામ મુબારક (સલ) કોઇ લીએ ત્યાં ઉભા થઇ જાઓ. દહાડામાં કોઇ સો વખત આપ (સલ)નું નામ મુબારક લીએ ત્યારે તો તમે જગ્યાએથી ખસતા પણ નથી, પણ જ્યારે મોલુદમાં પેદાશનું બયાન પઢાય ત્યાંજ ઉભા થઈ જાઓ છો અને ત્યાંજ તમને તઅઝીમ દેવાની સમજ પડે છે, એ તમારો જુઠો દગો છે. અને વળી બીજા નબીયો અને રસૂલો (અલ)ના નામપર પણ ઉભા થાઓ. શું તેઓપર તમે ઇમાન લાવ્યા નથી ? એ દ-

લીધો નથી પણ શેતાન શરીઅતના સીધા રસ્તાપરથી ભટકાવવાને તમને એ વસવસા દઇ રહેલો છે.

હવે બીજી દલીલ તેઓની એ છે કે "હુઝુર મહબુબે રબ્બુલ આલમીન (સલ)ની તઅરીફ કરવી જેમ બેસીને દુરસ્ત છે તેમ ઉભા રહીને પણ દુરસ્ત છે. તો અમે થોડી તઅરીફ બેસીને કરીએ છીએ અને થોડી ઉભા રહીને." બેશક પેહલી દલીલ કરતાં આ બીજી દલીલ સારી દલીલ છે અને એવી રીતે જો તમે કરો તો તેમાં કોઇને આખી દુન્યામાં ઇનકાર નથી. પણ અફસોસ તો એ વાતનો છે કે જે વાત તમે મોઢે કહો છો તેથી હમેશ ઉલટું કરો છો, કેમકે આપની તારીફ જો થોડી બેશીને અને થોડી ઉભા રહીને કરો તો બીજે ઠેકાણે વાએઝો વિગેરેમાં તો કદી પણ તમે એમ કરતા નથી. શું મોલુદમાં એવી રીતે આપની તારીફના બે ભાગો કરવા જાયઝ અને વાએઝમાં નથી ? શું વાયેઝોમાં આપની તારીફ મોલુદ કરતાં કંઇ ઓછી કરવામાં આવે છે? પણ દુન્યામાં કોઇએ કેથે પણ સાંભળ્યું નથી કે કદી કોઇએ એમ કીધું હોય. હમેશ એમજ જોવામાં આવે છે કે મોલુદમાં અને તે પણ ખાસ આપની પેદાયશનાજ બયાન વખતે લોકો ઉભા થાય છે. જો વાએઝમાં ત્રણ દિવસ સુધી આપની તઅરીફો બયાનજ થયા કરે તો ફકત પા કલાક પણ ઉભો રહીને તઅરીફ બયાન કરતો નથી. પણ મોલુદ જો દહાડામાં પચાસ વખ્તે પઢાય તો ત્યાં દરેકે દરેક વખતમાં ઉભા રહ્યા વગર મોલુદ જાયઝ થતીજ નથી. જાણે કે ઉભા રહીને સલામ પઢવું એ મોલુદનો એક રૂકન છે. કેવા ખોટા બહાનાઓ છે! શરમાવવું જોઇએ!! અને હકવાતને હમેશ સમજીને માની લેવી જોઇએ).

અને કેટલાક એવો એઅતેકાદ તો રાખતા નથી. પણ ઉભા રેહવાને (કોણ જાણે કઈ દલીલથી) એવું જરૂરી ગણે છે કે જે માણુસ ઉભો નહીં થાય તેને બહુ બુરૂં બોલે છે. અને જ્યારે પોતે તેઓને કહો કે શરીઅતમાં ઉભા રહેવું જરૂરતું નથી તો આજે જે મોલુદ થશે તેમાં ઉભા રહેશો નહીં. તો તેઓ કદી કબૂલ રાખશે નહીં. અને એમજ સમજશે કે જ્યારે મોલુદમાં ઉભા નહીં રહ્યા તો મોલુદ દુરસ્ત થતીજ નથી. (જાહેલો તો શું પણ કેટલાક બેવકુફ આલેમો પણ એમજ માને છે) જે કામ શરીઅતમાં જરૂરી નથી તેને જરૂરતું ગણવું એ પોતે ગુનો છે.

૫ મિઠાઇ વ્હેંચવી, અથવા ખાણું વ્હેંચવું. એ રસમ ઘણી જરૂરી ગણાય છે કે એ કીધા વગર કદી ચાલેજ નહીં (જાણે કે મોલુદની એ શર્ત છે.) અને એમ કદી નહિ થાય તો તેમાં બદનામી સમજે છે (જે કે રિયા) દેખાવોછે. અને એમ સમજે છે કે જનાબ નબી સાહેબ (શલ) નાખુશ થશે જે કે એક ખોટો અકીદો છે. નમાઝ નહીં પઢે સેંકડો હરામ કામો કરે તેમાં નહીં બીતા કે હઝરત (સલ) નાખુશ થશે, પણ મિઠાઈ નહીં વ્હેચવામાં નાખુશ થવાની બીક. હવે જાહેર છે કે મિઠાઇ વ્હેચવાને એ લોકો સૌથી મોટો ફરઝ ગણે છે જેમકે જનાબ નબીએ પાક (સલ) ફરઝ વાજેબ અને સુંનત મોઅકકદા તરક કરવાથી નારાઝ થાય છે.) જે ચીજ શરીઅતમાં જરૂરની અને તાકીદ ભરેલી નહીં હોય

તેને એવી સખત રીતે વળગવું એ પણ બુરૂ છે.

૬. તેનો સામાન લાવવામાં અથવા પઢવામાં વાર લાગી અથવા મિઠાઇ વ્હેંચવામાં ઘણું કરીને નમાઝનો વખત બહુ થોડો રહી જાય છે, એ પણ ગુનો છે (કે મકે વગર કારણે નમાઝને મોડે પઢવું છે.

૭ જો અકીદો પણ (ઉપર લખ્યા મૂજબ) ખરાબ ન હોય અને ગુનાની જે જે વાતો તેમાં છે (એટલે બહુ રોશની કરવી, મોટી શીરની વ્હેંચવી, નમાઝનો વખત બગાડવો, જુઠી રિવાયતો પઢવી, પેદાયશની વખતે ઉભા થવુંજ, નાબાલેગ છોકરાઓ અથવા ઓરતોએ કસીદાઓ પઢવા વિગેરે) તેઓને દૂર કરી દીએ. ત્યારે પણ બાહેરની બીજી વાતોને વળગી રહેવાથી જાહેલોને દલીલ મળી આવશે. ત્યારે જે કામ એવું હોઈ કે તેના કરવાથી જાહેલ લોકો બગડતા હોય, અને તે કામ શરીઅતમાં જરૂરી ગણાતું ન હોય તો એવા કામને છોડી દેવું જોઇએ. તેથી કરીને રિવાજ પડી ગયેલો છે તે મુજબ એ (મોલુદ શરીફના) કામને કરે નહિ પણ જ્યારે જનાબ પેગમબરે ખુદા (સલ)ના પાક હેવાલો પઢવાનો શોખ થઇ જાય તો કોઇ માતબર (જેવી કે પોતે મૌલાના સાહેબેજ એવી મોલુદની એક કિતાબ (નશરૂત્તીબ) બનાવી છે તે) કિતાબને લઇને પોતે પઢે, અથવા લોકોને એકઠા કીધા વગર બે ચાર ઘરના માણસો અથવા લોકો જે મળવા આવ્યા હોય તેઓને સંભળાવી દીએ (અથવા તેઓ પાસે પઢાવી પોતે સાંભળી લીએ આગલા ઝમાનાના જે આલેમો મોલુદ પઢવી જાયઝ હોવાના કાયલ છે તો તેઓના ઝમાનામાં એવીજ રીતે મોલુદ શરીફ પઢાતી હતી. અને જે લોકો એના નાદુરસ્ત હોવાના કાયલ છે તેઓ આ રસમ રિવાજવાળી મોલુદ પઢવા અને પઢાવવાના મુખાલિફ છે, સાફ અને સીધી વાત તો એ છે અને એ શિવાય બાકી સૌ નકામી વઢાવઢી છે).

અને જો હઝરત નબી સાહેબ (સલ)ની રૂહે પાક પર કોઇ ચીજનો સવાબ મોકલવો હોય તો બીજી કોઇ પણ વખતે ફકીરોને કંઇ દઇને અથવા ખવાડીને (તેનો સવાબ) મોકલો દીએ તેક કામને કોઇ મના કરતું નથી (તેમાં ધતીંગ કરવું એ બુરૂં છે).

## રજબ (મહિનાની) રસમોનું બયાન.

એને આમ લોકો મરયમ રોઝાનો ચાંદ કહે છે અને એ મહિનાની સત્તાવીસમી તારીખે રોઝો રાખવાને વાસ્તે એમ મનાય છે કે એક હઝાર રોઝાઓનું સવાબ મળે છે શરીઅતમાં એ વાતની કોઇ પણ દલીલ નથી જો નફિલ રોઝો રાખવો હોય તો તેમને અખત્યાર છે (ગમે ત્યારે રાખો) ખુદાપાક ચાહે તેટલો સવાબ આપશે. પોતાના તરફથી (અમુક ગણત્રીનો) હઝાર અથવા લાખ (રોઝાનો સવાબ) ચોક્સ ઠેરવે નહિ.

એ મહિનામાં કેટલેક ઠેકાણે તબારકની રોટલીઓ રંધાય છે. એ પણ એક બનાવટી વાત છે શરીઅતમાં એનો કંઇ પણ હુકમ નથી અને એ બાબત કંઇ સવાબ મળવાનો (ખોદા પાક અને તેના રસૂલ (સલ) થી) વાયદો અમને દેવામાં આવ્યો નથી. તેથી કરીને એવા કામને દીનની વાત સમજવી ગુનો છે.

## શબબરાતનો હલવો, મોહર્રમનો ખિચડો અને શરબત.

શબબરાત વિશે શરીઅતમાં *એટલું આવેલું છે કે પંદરમી રાત અને પંદરમો દહાડો એ મહિનામાં બહુ બુઝુર્ગી અને બરકતવાળાં છે. આપણા જનાબ પેગંબર સાહેબે (સલ) એ રાતે જાગવાની અને એ દહાડે રોજો રાખવાની હોંસ દેવાડી છે. અને એ રાતમાં આપણા હઝરતે (સલ ) મદીનાના કબરસ્તાનમાં તશરીફ લઇ જઇને મુડદાઓને વાસ્તે તેઓની મગફેરતની દોઆ માંગી છે.

ત્યારે જો તે તારીખે મુડદાઓને (કોઇ પણ ચીજનો સવાબ) બક્ષી દીએ, પછી ગમે તો કુરાને શરીફ પઢીને, ગમે તો ખાણું ખવાડીને, ચાહે તો કંઈ નગદ પૈસા દઇને અને ગમે તો એમજ તેઓની બક્ષીશની દોઆ કરી દીએ; તો એ સુંનત તરીકા પ્રમાણે થશે. એથી વધારે જે કંઇ ધતીંગ કરી રહેલા છે કે તેમાં હલવોજ રાંધવો જોઇએ. અને તેજ રીતે ફાતેહો દેવાડવામાં આવે છે. અને એ રસમને તેઓ બહુજ વળગી રહે છે એ સૌ નકામી વાતો છે. અને એ તમામ વાતોમાં શી શી બુરાઈ છે તે તમે હમણા ઉપર વાંચી ગયા છો. અને એ પણ સાંભળી ચુકયા છો કે જે ચીજને શરીઅતે જરૂરની ઠેરવી નહીં હોય તેને જરૂરની ગણવી અથવા હદથી વધારે તેને વળગવું, ઠીક નથી.

એવીજ રીતે મોહર્રમની રસમોને પણ સમજી લીઓ શરીઅતમાં (મોહર્રમની દસમી તારીખને વાસ્તે) એટલો હુકમ છે કે જનાબ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે "જે માણસ તે દિવસે પોતાના ઘરવાળા માણસોને ખુબ (સારી સારી ચીજો પોતાની ગુંજાસ મુજબ) રાંધીને ખવાડશે તો આખા વરસ તેની રોજીમાં બરકત થશે" અને જ્યારે એટલું ખાણું ઘરમાં રંધાય ત્યારે જો તેમાંથી અલ્લાહ પાકને વાસ્તે પણ મોહતાજો ગરીબોને દીએ તો તેમાં શી મુશકેલી છે? અને એ કરતાં વધારે જે કંઇ કરે છે તેમાં તેવીજ બુરાઈઓ છે. જેવી કે તમે ઉપર સાંભળી ચુકયા.

એથી વધારે (ફેલાયલી શરબત વ્હેંચવાની રસમ છે તેઓ પોતાના વિચારમાં તો કરબલામા શહીદોને સવાબ મોકલે છે, ત્યારે યાદ રાખશો કે શહીદોને શરબત પોહોંચતું નથી, પણ સવાબ પોંહચી શકે છે. હવે શવાબમાં તો ટાઢું શરબત અને ગરમ ખાણુ સૌ બરાબર છે. ત્યારે શરબતને ખાસ કરવામાં તે શહીદોની તરસ એ શરબતથી મટશે એ શિવાય બીજી કઇ વાત છે? જે એક ખોટો અકીદો છે. અને એવો ખોટો અકીદો રાખવો પોતેજ ગુનો છે.

---

* મેરાજુલ ઈસલામના ૧લા પુ. ના ૧લાજ અંકમા મેં હલવા બાબત કંઇ લખ્યું હતું જે વિશે કુત્રા, હલવા માંડાને વાસ્તે ભુખે મરતા મુલ્લાણાઓએ આખી રાંદેરમાં શોરબકોર મચાવી દીધો હતો કેમકે રોજ તો એક સારો મોટા પગાર મેળવતા છતાં દાળ અને રોટલી વગર કંજુસાઈને લીધે કંઇ રંધાવી શકતા નથી, એ વરસ દહાડે જરા મોં મીઠું થતું હતું તે પણ બંધ થઇ જશે. પણ ખુદાપાકના ફઝલથી જ્યારે તેનો જવાબ છપાઇને બીજી વખત પ્રગટ કરવામાં આવ્યો ત્યારે ખાસટા ખાયને ચુપ થઈ ગયા. ખોદાપાક ફસાદ ફેલાવનારાઓથી બચાવે.

અને કેટલાક જાહેલો શબબરાતમાં આતશબાજી અને મોહર્રમમાં તાજીયા (બંધાવવાનું) ધતીંગ કરે છે. આતશબાજીની બુરાઇયો પેહલા બાબમાં લખી દીધી છે અને તાજીયાની બુરાઇ એથી વધારે બીજી કઇ હશે, કે તેની સાથે એવા એવા કામો લોકો કરે છે કે જે કામો શરીઅતમાં તદ્દન ગુનાહો અને શિરક છે. અને તેના પર માનત (નજર ચઢાવે છે, તેની સામે માથું નમાવે છે, તેની ઉપર અરજીયો લટકાવે છે, ત્યાં મરસીયાઓ પઢે છે, ત્યાં રડે છે, જોરથી બરાડા પાડે છે, તેની સાથે વાજા વગાડે છે, તેને દાટવાની જગ્યાને ઝીયારત (દર્શન) કરવાની જગ્યા સમજે છે.

મરદો અને ઓરતો ત્યાં બેપરદા થઈ જાય છે, નમાઝો છોડી દે છે. એ વાતોમાં જે જે બુરાઇયો છે તેને કોણ જાણતું નથી? કેટલાકો બીજું ધીંગાણું તો કંઇ કરતા નથી પણ શહાદતનામું પડે છે. ત્યારે યાદ રાખવું કે જો તેમાં ખોટી રિવાયતો હશે તો જાહેર છે કે (તેઓનું પઢવું) મના છે. અને જો સાચી રિવાયતોજ હશે તોપણ જ્યારે સૌની નઇયત એજ હોય છે કે સાંભળીને રડશું અને શરીઅતમાં તો મુશીબતની વખતે ઇરાદો કરીને રડવું દુરસ્ત નથી. તેથી કરીને એવું શહાદતનામું પઢવું પણ દુરસ્ત નથી.

એવીજ રીતે મોહર્રમના દહાડાઓમાં રંગેલાં લુગડા છોડી દઇને શોક અને દલગીરીની (પોતાની) હાલત બનાવવી, અથવા પોતાના બચ્ચાંઓને ખાસ તરેહનાં (લીલાં કે લાલ કે પીળાં કે સેલી અને નાડા વિગેરે) લુગડાં પેહરાવવાં એ સૌ બિદઅત અને ગુનો છે.

## તબરરૂકાતની ઝીયારત વખતે એકઠા થવું.

કોઇ કોઈ ઠેકાણે જનાબ પેગંબર સાહેબ (સલ) નો મુબારક જુબ્બો અથવા (વાળ) મુબારક (તેવણનું) અથવા કોઇ બીજા વલીઅલ્લાહ (રહ) નું મશહુર છે. તેની ઝીયારત વાસ્તે લોકો યાતો તેજ જગ્યાએ એકઠાં થાય છે. અથવા તે ઝીયારતની ચીજો રાખનારાઓ) ને પોતાને ઘેર બોલાવીને ઝીયારત કરે છે. અને ઝીયારત કરનારાઓમાં ઓરતો પણ હોય છે. (અને દુર દુરથી) કિરાયાની ગાડીઓમાં બેશી ત્યાં જાય છે.

પેહલાં તો (એજ વાત છે કે) તે તબરરૂક ચીજો ખરી છે કે ખોટી એની સનદ હોતી નથી (કેમકે ઘણા લોકો એવી ચીજો ખોટી દઇને ધુતી જાય છે અને તેને લોકો સાચી સમજે છે વાસ્તે તે ચીજની સનદ કોઇ આલેમથી બરાબર ચોકસ પૂછી લઇ પછી તેની ઝીયારત કરવામાં કંઈ હરકત નથી). અને જો સનદ પણ હોય છતાં એકઠાં થવામાં ઘણી ખરાબીયો છે. કેટલીક ખરાબીયો તે ઠેકાણે (આજ ભાગમાં) બયાન કીધી છે કે જ્યાં શાદીમાં ઓરતોનું એકઠા થવાનું બયાન લખ્યું છે.

વળી શોર બકોર, બેપરદા થવું અને કેટલેક ઠેકાણે ઝીયારતવાળાઓનું ગાવું જેને સૌ ઓરતો સાંભળે છે એ સૌ લોકો જાણે છે કે ખરાબી પેદા કરનારી વાતો છે. અલબત જો એકલા ઝિઆરત કરી લીયે, અને ઝિયારતની વખતે કોઇ શરીઅતથી ઉલટું કામ નહી કરે તો દુરસ્ત છે અને બીજી

(ઘણી) રસ્મોનું બયાન ઈસ્લાહુર રૂસુમ નામની (હઝરત મૌલાના સાહેબનીજ બનાવેલી) એક કિતાબ છે તેમાં લખ્યું છે.

એ ઠેકાણે અમે તમને (રસમો ખોટી છે કે સારી તેને ઓળખવા વાસ્તે) એક કુંચી બતલાવીએ છીએ તેને જો ચોકસ રીતે ધ્યાનમાં લેશો તો સૌ રસમોનો હાલ તમને માલમ પડી જશે. અને કદી ધોકો ખાશો નહીં **તે કુંચી એ છે.** કે જે કામને શરીઅતે નાજાયઝ બતલાવ્યું હોય તેને જાયઝ માનવું ગુનો છે. અને જેને જાયઝ તો બતલાવ્યું હોય પણ જરૂરતું (છે એમ) નહીં કહ્યું હોય, તેને જરૂરતું સમજી તેને વળગવું અથવા (તે કામને ફક્ત) નામ મોટું થાય એટલા વાસ્તે કરવું એ પણ ગુનો છે.

એવીજ રીતે શરીઅતમાં જે કામને વાસ્તે સવાબ મળવાનું બયાન નહીં કરવામાં આવ્યું હોય તેને સવાબ(નું કામ) માનવું ગુનો છે. અને જેને વાસ્તે સવાબ બયાન કરવામાં આવ્યું હોય પણ તે કામ જરૂરી છે એમ નહીં બતલાવવામાં આવ્યું હોય તે કામને જરૂરનું ગણવું ગુનો છે. અને જે માણસ તેને જરૂરતું તો નહીં માને પણ લોકોના મ્હેણાને લીધે બીકથી તે કામને છોડવાને બુરૂં જાણે એ પણ ગુનો છે.

એવીજ રીતે કોઈ ચીજને મનહુસ (અશુભ) માનવી એ પણ ગુનો છે (જેમકે અથાણું નાંખવાને, કોઉ ખાસ રંગના લુગડાં કે ચૂડીયો પેહેરવાને, કોઇ ખાસ ઝાડ રોપવાને વિગેરે). એવીજ રીતે શરીઅતની (ચાર દલીલો કુરઆન, હદીસ. સહાબાનો ઈજિમાઅ એકમત અથવા ચાર મઝહબોના ચારે ઇમામોમાંથી પોતાના મઝહબના ઈમામનો કયાસ એ ચારે દલીલોમાંથી એક) દલીલ વગર કોઇ વાતને ઘડી કાઢવી અને તેને સાચી માનવી એ ગુનો છે. એવીજ રીતે ખોદા પાક શિવાય કોઇ પણ બીજાથી (પછી તે રસૂલ નબી, ફિરિસ્તો, વલીયો, શહીદો, પીરો, જીન્નો વિગેરે કોઇથી પણ, અલ્લાહ પાકથી દુઆ કરવામાં તેઓનો વસીલો પકડયા શિવાય બીજી કોઇપણ રીતે તેઓમાંના કોઇથી પણ મુશીબતની વખતે પાસેથી અથવા આઘેથી) દોઆ માંગવી, અથવા તેઓ(માંના કોઈ)ને (પણ) નફો કે નુકશાન પોંહચાડવાની કુલ તાકાત ધરાવનારા સમજવા એ સૌ ગુનાહોની વાતોછે. (એ બાબત એક બહુજ સારો રિસાલો રદ્દે સિરકનો જનાબ મૌલાના મૌલવી ગુલામ મોહંમદ હાફિઝ સાદિક સાહેબે બહાર પાડયો છે જેની ૩ આના કિંમત છે તેને જોવાની ખાસ ભલામણ હું દરેક મુસલમાન ભાઇને કરૂં છું). અલ્લાહ તઆલા સૌ (ગુનાહો)થી સૌ મુસલમાન ભાઇયોને) બચાવે (આમીન)



# જાહેર ખબર.

**કુરઆને શરીફ**-મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબ્દુલ કાદેર (રહ) નો જગત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં કી. રૂ. ૧૦)

**કુરઆને શરીફ**-અરબી તેની સાથે ગુજરાતી અક્ષરમાં કુરઆન એટલે માત્ર ગુજરાતી જાણનાર પણ તિલાવત કરી શકે અને તેની સાથે ગુજરાતીમાં તરજુમો. કી. રૂા. ૨૦ વીશ.

**ફરાએઝ**-(હિસ્સાવારસા)ની વહેંચણી કરવા માટે ઘણી સારી સમજુતી આપનાર છે અને વકીલોને પણ એની જરૂરત રહે છે કીં.આના૧૦

**ઝમાનુલ ફીરદોસ** અથવા જન્નતની ચાંટી ગુજરાતીમાં. એમાં ઝબાન તથા શરમગાહના ગુનાહોનું હદીસોથી ઘણી ઉમદા રીતે બયાન થયું છે. કી. ૬ આના.

**ઝમાનુલ ફીરદોસ** ઉર્દુ. કી. આના ૪

**બેહેશ્તી ઝેવર** ઉર્દુ.-છોકરીઓ તથા ઓરતો માટે ખાસ આ કિતાબ લખાઇ છે. એમાં અકીદા, નમાઝ, રોઝા, ઝકાત, વીગેરે સરવે દીની મસઅલા ખુલાસાથી સમાયલા છે. એ ઉપ્રાંત ઓરતોને લગતી બીમારીઓ તથા દવાઓની બાબત મુજર્રબ સમાયલી છે. તથા ઘર સંસારી બાબતો તથા હુન્નરો પણ સમાયલા છે એ કીતાબના ૧૦) ભાગ છે. દરેક ભાગની કી. આ. પા અને આખા પુસ્તકની કીંમત રૂા. ૩ા.

**બેહેશ્તી ગોહર** ઉર્દુ-એમાં મરદોના લગતા મસઅલા દીની તથા દવાઓ પણ મુજર્રબ છે, કીંમત આના ૧૦.

**મશારેકુલ અનવાર**-ગુજરાતી ભાગ ૧લો એમાં ૭૩૧) હદીસો ફાયદા સાથે છે. ભાગ ૨ જો એમાં ૭૨૬,) ભાગ ત્રીજામાં ૮૧૨) છે, દરેકની કીંમત રૂા. ૨.એ

**ફતાવા રશીદિઆ**-ભાગ ૧લો તથા ૨ જો ઉર્દુ. એમાં ઘણાજ સારા દીની મસઅલા સવાલ જવાબ સાથે સમાયલા છે કીમત દરેકની આ૦ ૦ાા

**ફતાવા મોહમંદીઆ**-ઉર્દુ એમાં રસુલ (સલ) થી પુછાયલા ફતવાઓ આસરે ૧૫૦)છે. કીં૦ આના ૧૩

**અલજવા મુલમતીન** કી. ૮ આના
**હીદાયતુલ મુકતદીન** કી. બે આના
**હીદાયતુલ મુ-તકીન** કી. ત્રણ આના

એમાં અકીદાઓ તથા ઇસલામની સચ્ચાઈના તથા હનફીમસ અલાઓની દલીલો હદીસોથી દેવાયલી છે. તેમજ બીજા ઘણા જરૂરી મસઅલાઓ સવાલ જવાબ સાથે બયાન થયલા છે.

**મુનબ્બેહાત**-ગુજરાતી લુકમાન હકીમની ૧૦૦ નસીહત સાથે કી૦ આના છ.

**તકવયતુલ ઇમાન** ગુજરાતી એમાં ઇસલામી અકીદાઓ તદન ચોખ્ખી રીતે બયાન કર્યા છે. કી૦ આના ૮

એ વતરીક હમારી પાસે ઘણી કીતાબો ગુજરાતી ઉર્દુ ઇંગ્રેજી છે કે જે હમારે ત્યાંની છપાઇલી પ્રાઇસ લીસ્ટ અર્ધો આનો પોસ્ટ સ્ટામ્પ મોકલવાથી મોકલવામાં આવશે અને વહેપારીઓ માટે સારૂ કમીશન હમોએ રાખ્યું છે. **કુતુબખાના સાદેકીય્યહના મેનેજર** સાથે પત્ર વહેવાર કરવો.

